બનામે યઝદાં.

# ફીરદોસી-શાહનામું

તમામ

## ગુજરાતી રંગીન બએતોમાં



ભાગ ૧૧ મો.



રચનાર

રૂસતમ નઓશેરવાન માસ્તર

મુ તખલ્લુસ

બ

આદીલ.



ઇ. સ. ૧૯૨૪, જુલાઇ. કીંમત રૂા. ૨.

# દીબાચો.





(બએત)

સકળ સૃષ્ટિના ઓ ધણી દાદગર,
ઓ પરવંદા, પરવર, ઓ પીરૂઝગર.
ઓ ગેલવાદગર, ગેલનમગર, ખુદા,
ઓ ગરગર, ગરઓગર, ગરઆગર, ખુદા.
ઓ દાદાર, દુનીયાંના દાવર, ખુદા,
ઓ માલેક, ઓ ખાલેક, ઓ ખાવર, ખુદા.
શુકર એક ઝબાંથી, કરોડો કરૂ,
અને ત્હારા સિજદામાં સરને ધરૂ.
કીધી મેહેર તેં મુજ તલબગાર પર,
ગુન્હાથી ભરેલા ગુન્હાગાર પર.
તો દફતરની અગીયારમું આં ખતમ,
કરી છે ચુકી અઈફ મ્હારી કલમ.

(આદીલ.)

શુકે યા હસ્તીના હમ-ચુન, હરવેસ્પ—આગાહ, યા ગેતી અને મિનોઇના માહાન મીનો-સ્તીહ-ગર, મઝદ તુજ કરમ બક્ષિશના, કે તું માહાન મઝદની મઝદાએ મદદથી ફીરદોસીતુસીના ફારસી શાહનામાના હર્ફ-બ-હર્ફ તર્જુમાનું ગુજરાતી રંગીન બએતોનું આં માહારૂ અદના

અગીયારમું વૉલ્યુંમ માહરાં કદરદાન, મહેરબાન ગ્રાહાકો તેમજ દરેક માયાળુ વાંચકોની પેશે નઝર કરવાને આજ હું ભાગ્યશાળી થયો છું, કે જેને માટે તું કીરદેગારે કારસાઝ, બેનેયાઝ, ફતેહમંદ ફીરૂઝગરનો ફરી અને ફરી ભારે ઉપકાર માની આં માહરાં ખાકી સરને ખાકમાં મસલી, તાહારાં ક્રોડો શુક્ર બજા લાઉ છું.

આ માહરાં બિકટ કામમાં મને હર હમેશ કીંમતીમાં કીંમતી મદદના કરનાર માહરા મેહેરબાન મુરબ્બી સમાન સખીવજુદ માનવંત સર હોરમસજી કાવસજી દીનશાહ એડનવાલા, કે જેઓ સાહેબ માહારાં દરેક વૉલ્યુંમો વખતે મને પોતાનો કીંમતી આસરો આપે છે તેઓ સાહેબનો આં તકે મોટો ઉપકાર માનુ છું.

માહરાં માનવંત ગ્રાહાકો, કે જેઓએ માહરાં દરેક વૉલ્યુંમો ( યાને સંપુરણ શાહનામા ) માટે પોતાના મુંબારક નામો આગમજથી રજીસ્ટર કરાવી સેવકના બિકટ કામને સરળ બનાવવા માટે જે કીંમતી આસરો આપ્યો છે તેઓ સર્વે મેહેરબાંન બાનુઓ તેમજ ગ્રહસ્થોનો પણ ભારે ઉપકાર માનુ છું.

ઝરથુશ્તી જશન કમિટી, ભાઇબંધ મંડળી, સર જે. જે. ટ્રાન્સલેશન ફંડ, તથા બીજા કેટલાંક ધાર્મિક મંડળો, કે જેઓ પણ સારી સંખ્યામા માહારાં વૉલ્યુંમો ખરીદી લઈ મને માયાકુળ આસરો આપતાં આવ્યાં છે, તેઓનો, તેમજ તેના કરતા કારવતાઓનો પણ આં તકે ભારે ઉપકાર માનુ છું.

આ માહારૂ અગ્યારમું વૉલ્યુંમ શ્રી દખણના નામદાર સરદાર પુણાંવાસી ખાનબાહાદુર સખીવજ્જુદ મરહુમ શેઠ પેસતનજી સોહરાબજીને, તેઓના કીધેલાં અનેક પરોપકારી કામો, તથા હાતમ જેવી સખાવત, અને પોતાની વાહળી કૉમના પરમાર્થી કામોમાં તન, મન, અને ધનથી કીધેલી કીમતી મદદોના ભારે અહેસાનો માટે માહરાં ખરાં અંતકરણથી અર્પણ કરૂ છું.

તે પાક દાદાર અહુરમઝદ, મરહુમના અશો અને પવિત્તર રૂહને માહાન ગુરથમાન બખ્શો આમીન!

ખાકસાર,

રૂસતમ નઓશેરવાન માસતર

(આદીલ)

# સાંકળ્યું.

## કયખુસરૂ.

પાનું.

પાનું.



## લોહરાસ્પ.





પુણાવાળા સરદાર ખા૦ બા૦ પેસતનજી સોહરાબજી.




I. S. P. W. Bombay

# અર્પણ પત્રિકા.



શ્રી દખ્ખણના સરદાર ખાનબાહાદુર મરહુમ શેઠ પેસતનજી સોહરાબજીને કર્તા તરફથી દીલના ખાલેસ ઉભરાઓ સહીત.

(બએત)

સખી નર થયો હાતમી દીલ તમામ,
તુ પેશતનજી સોહરાબજી નેકનામ.

અડાજણથી પુણાંમા કીધું મુકામ,
ગુજારી ત્યાં મુએહી ઝીન્દગી તમામ.

જે અરસામાં થઈ રેલ ગાડી તઇયાર,
શુરૂ દોડતી હિંન્દ ભૂમી તે વાર.

લીધું મેલ કૅાન્ટ્રેક્ટ સરકાર પાસ,
પુગાડવા ટપાલો, ને પારસલો ખાસ.

શું પુણાં, ને મુંબઇ, નગર, નાગપુર,
બજાવ્યું ફતેહમંદીથી કામ પુર.

અઢારસો અને સત્તાવનનું ગદર,
થયું જે હતું હિન્દમાં બહુ ઝબર.

મદદ કીંમ્તી સરકારને બહુ કરી,
દેખાડી ખરેખર ખરી બાહદરી.

મલ્યો ખાન બાહાદુરનોબી ખીતાબ,
નવાઝીશ સરકારે કીધી શીતાબ.

કીધી શર્તબી તે સનદ દરમેયાન,
કે પાંમે પિતા બાદ બેટો એ માન.

અનુપમ મલ્યું માન સરકારથી,
અદલ રાજ્ય બ્રિટીષ દરબારથી.

સખાવતબી હાતમના જેવી કીધી,
દોઆઓ દુ:ખી દર્દીઓની લીધી.

દવાખાનું એક ધર્મનું આલીશાન,
બંધાવ્યું છે શેહેરે પુણાં દરમેયાન.

થયાં સાલ પાંસઠ તેને આજ છે,
અમર નામ જગમાં જેને કાજ છે.

અડાજણ ને પુણાંમા હર એક સાલ,
છે ઘહુમ્બારો તારી સખાવતના હાલ.

દુ:ખીઓની દાદોનો લેનારો તું,
ગરીબોને રાહતનો દેનારો તું.

સખી નેક નર તું ખરો પેશોતન,
રગડયું સખાવતમાં તન ને બદન.

કરી નામ ગેતીથી ચાલી ગયો,
ગુરથમાનમાં જઈ અમર તું રહયો.

સદા યાદ **આદીલ** હીયામાં ધરેચ,
ને અદના આં વૉલ્યુંમ અર્પણ કરેચ.

આમીન! આમીન!! આમીન!!!

( **આદીલ** )



## અફ્રાસિયાબ તરફથી કયખુસરૂ ઉપર સુલેહનો પયગામ મોકલવો અને કયખુસરૂ એ તે કબુલ નહીં રાખવો.

કે તુરકીના સરદારેં લશકરથી બસ,
ચુંટી બે અકલમંદ લીધા શખસ.

રવાંના કીધું નામું નઝદીક શાહ,
કે ભારી સેપાહને કીધી તેં તબાહ.

કે ફરસંગ ઇરાંનથી એક હઝાર,
આં ગંગદેઝ છે તું સમજ શાહરયાર. ૨૫૪૨

રણો, કોહ, ખડક, ને વળી બેયાબાન,
બે લશ્કર છે તીરો, કીડીઓ, સમાન.

ઝમી થઈ કીના ખુને દરિયા સમાન,
શું ગંગ ચીનથી તે ઝમીને ઇરાન.

અગર આં મુએલાંના ખુનનો અપાર,
કરે પાક યઝદાં જો ઊંડો વિચાર.

તો તે ગોયા દરિયાએ કુલઝુમ થશે,
જેમાં બંધે લશ્કરોબી ગુમ થશે.

અગર મુજથી ચાહે તું ગંજો, સેપાહ,
યાતો મુલ્કે તુરાં, યા તખ્તો, કોલાહ.

તને સોંપી ને હું જતો રહું, મગર—
નહીં જાંન દેવશ હું શમ્શીર વગર.

ન લડ, હું જો હોઊ તારી માંનો પિદર.
ને [1]મંત્રી ફરીદુનની અવલાદ અગર.

દુઃખી દીલ જો હોય બાપને કીને ખાસ,
ઇઝત મુજ સિયાહ એવી હોય તારી પાસ.

[1]—મત્રનો જાણનાર.

તે વાંકે સિયાવક્ષ ગુનાહગાર હતો,
જેથી હું દીલે દુઃખી ગમખાર હતો.
બીજું તો સિતારાની ચાલે બુલંદ,
કે જેથી પનાહ, ને છે જેથી [1]ગઝંદ. ૨૫૪૩
ગુઝર્યાં વરષ સાઠબી મુંજ ઉપર,
નથી હું ગયો મયેદાં, રસંગ નામવર.
તું ફરઝંદ છે, શાહે ઈરાન તું,
છે ચુંગાલે સિંહ, જંગ દરમ્યાન તું.
લે દુર એવી શોધી લડાઈગાહા જોઈ,
ન મર્દ આવે શાહના વફાદાર કોઈ.
ઊતર્યે આપણ બેઊ જણ જંગગાહ,
જગા તેવીએ દુર રાખી સેપાહ.
અગર થાંઉ તુજ હાથે જો હું કતલ.
ને દર્યાથી ખેંચે મગર, તારો ગલ.
ન મુજ સ્નેહી, બેશીથી લડતો ઝરૂર,
ઊકળતો ન બહુ, રેહેજે કીનાથી દૂર.
મરે તું અગર મારા હાથે તદન,
તો માફીના સાહેબથી, તુજ અંજુમન.
કે એકનેબી દુઃખી કરી લઈશ નાં,
સિયાહ ખાક જંગની જોવા દઈશ નાં.
સમજ્યો તે એલચીથી શાહે પયામ,
કહયું પાસે, રૂસ્તમે દસ્તાંને સામ.
આં બદકાર માણસ ફરેબી તુરક,
ન જોઈ શકતો ચઢતી, ને પડતી, બેશક. ૨૫૪૪
તે બોલે છે જંગ માટે એટલું અગર,
હશે ચાહતો શીદેહનું દોખ્મું મગર.

૧–હાંણી. ૨–નામદારોથી લડવા.

નબીરો ફરીદુનનો, પીસરે પશંગ,
ન મુજને શરમ તેનાથી કરવા જંગ.
કહયું ત્યારે રૂસ્તમે અય તાજવર!
લડાઈનો આતશ ન દીલમાં તું ધર.
જવું જંગે, શાહે, તેમાં છે શરમ,
હરીફ કાં ન હોતો અગર વાઘ સમ?
બીજું તે કહેચ કે સેપાહ મારી સંગ,
અને મુલક, ખેશીથી, કરતો ના જંગ.
આ દરિયાથી છે તુજ સેપાહ પેલે પાર,
જુદોજ છે તેઓનો એ વાતે વિચાર.
લીધા તેં કસમ રબના, [1]ન્યાંગાન પાસ,
ઘટે ના કરે દીલે બાહનાઓ ખાસ.
સેપાહ તારી ભેગી લડાઈમાં ઊતાર,
સમજ ના તે મુઝીની વાતો લગાર.
સુની વાત રૂસતમની ખુસરૂએ જ્યાર,
પસંદ વાત કીધી ઝઈફની તેવાર.
તો એલચીને કહે કે આં નર બદ ખેયાલ,
જે આવ્યો છે એમ જંગમા મુજથી હાલ. ૨૫૪૫
વધુ એથી સ્યાવક્ષથી કહીતી વફા,
ઝબાં કપટીથી, ને દીલે પુર જફા.
તું જા હયાંથી, બદકારને કેહેજે એમ,
ન દોડતો હવે, દોડયો જે રાહે તેમ.
ન જુઠાંથી શાહને ઈઝતની જગો,
જેનો જાન નૂરી, ને દીલમાં દગો.
જો છે હાલ બસ તારો જંગનો વિચાર,
છે મુજ વિન, બીજા તુંથી લડવા તયાર.

૧—બપાવા પાસે.

છે હાઝર તહમતન, ને ગેવે દીલેર,
જે લડનારા છે, સંગમા નરરે શેર.
અગર શાહાથી શાહ લડે જો તમામ,
તો આં દોડધાંમો, સેપાહનું શું કામ?
કરશ હું હવેથી ન તું સંગ જંગ.
સિયાહ દહાડો જોશે હવેથી તુ તંગ.
ગયો નામાબર, આવ્યો ગોયા પવન,
કહયા સર્વે સમજેલા તેણે સુખન.
થયો દર્દે પુર, જીવે અફરાસેયાબ,
ન બન્યો લડાઈબી કરવા ૧શીતાબ.
મગર લાવ્યો લશ્કર લડાઈમાં ૨શાહ,
વધી જેથી નાચારે સાંમી હેપાહ. ૨૫૮૬
હતો એક ધીરો, થયો એક શીતાબ,
ઝમી થઈ ગઈ જાણે દર્યાનું આબ.
વરસ્યા તિરો, ગોયા આંસ્માન જેમ,
કરાં સિંહના ડાચાંથી વર્સાવે તેમ.
સહવારેથી, ખુરશીદ થયો અસ્ત ગર,
ઝમીં મર્દો નિંચે હતી ખુને તર.
ફરી ફૂઓજ પાછી થયો અંધકાર.
કે ઝાંખી પડી જેથી ચશમે સવાર.
તખત, દબદબા, ને દમાંમોનો શાહ,
આવ્યો પાછો જો પોતાની ફૂઓજગાહ.
તો કહે તુસને એમ કે આજ જંગ,
ન મરઝી મુજબ કીધી પીસે પશંગ.
ધારૂચ રાતે કરશે શબી ખુન અપાર,
ઉજ્ઞા કાઢશે લાંબો દીલમાંથી બાહાર.

૧-ઊતાવળો. ૨-યાને કયખુસરૂ.

હુકમ કીધો ખાહીને ખણવા તે રાહ,
કે જે ગમ હતી રાહે તુરકી સેપાહ.
કહયું કે ન આંતીશ સળગાવે કોઈ,
અવાઝોબી ના ઘંટના આવે કોઈ.
હતા ફઓજમાં જંગી અસ્વારો ખાસ,
ચુંટી, સોંપી દીધા તે રૂસ્તમની પાસ. ૨૫૪૭
ચુંટયો ભાગ ઈરાનીઓથી દીગર,
કે હુમ્લામાં જે કોઈ બાંધે કમર.
જે ટુકડી દીધી તુસ સરદાર પાસ,
ફર્માવ્યું ગયો જેથી કોહ તર્ફે ખાસ.
સેપાહ ખેંચી મયેદાંને રૂસ્તમે ખાસ,
અને ખેંચી ૧સરદારે પાહડોની પાસ.
ફર્માવ્યું કે જલ્દી રવાંનાબી થાય,
સીધી ડાબી ગમ બંધે મયદાંને જાય.
તલાયા, બતી, કે ચેરાગો ન થાય,
કઢણ તર્ફે એક, એક જંગલે જાય.
કદાચે કરે જેથી અફ્રાસેયાબ,
શબીખુન આપણ ઉપર વખ્તે ખાબ.
તો હયાંથી, ને પાછળથી ઘેરે સેપાહ,
મળી ના શકે તેને કોઈની પનાહ.
હતી ખાહી આગળ, ને પાછળ સેપાહ,
ખાહી પુઠે હાથી, સેપાહ સંગ, શાહ.

———

૧-તુસ.

## અફ્રાસિયાબનું શબીખુન મારવા જવું અને તેનુ. શિકસ્ત પામી ગંગદેજ તરફ નાસી જવું.

જવા રાત માંડી કે તુરકીનો શાહ,
કમર બાંધી હુમ્લામાં લઈને સેપાહ.
સેપાહમાંથી તેડ્યાં બુઝર્ગોને પાસ,
ગયાં કામોની કીધી વાતોબી ખાસ. ૨૫૪૮
કહયું કે આં શુમ ચારા ભર્યો ઝબર,
જે ફાબ્યોચ મમાવાનાં લશ્કર ઉપર.
કે બેશક સેપાહ હાલ સુઈ ગઈ હશે,
ને કુલ કોહો જંગલ તે વિખરઈ હશે.
કર્યે જેથી દુર હાલ દીલમાંથી ડર,
કર્યે બાંમદાદે શબીખુંન ઝબર.
ફતેહ આજ રાતે ન કરશું અગર,
તો બેસવું થશે પડતીથી ખાક પર.
નહી દેશે કીસમત અગર જો મદદ.
થશે મર્દી ખોટી, જશે યુક્તિ રદ.
તો ઉઠયા, એપર તેઓ એકમત થયા,
શબીખુનની તઇયારી કરવા ગયા.
ને ચુંટયા હેપાહથી ૧બેપચ્ચીશ હઝાર,
લડાયક, પહલવાં, બુઝર્ગો, અપાર.
પડયા જાસુસો આગમચથી બાહાર,
લડાયેક, મર્દો, બુઝર્ગો તેવાર.
હતો જાસુસોમાંથી રાહબર જે ખાસ,
તે આવી પુગો ખાસ ૨છાવણીની પાસ.

૧-પચાસ હઝાર. ૨-ઇરાંની છાવણીમાં.

ન જોયો કેથે સાદ ચોકીનો થાય,
નહીં જોઇ [1]ગેતી સુતેલાં સિવાય. ૨૫૮૯
ન આતશ, તલાયા, નહીં દોડધામ,
દીલે યાદ તુર્કી ન કોઇને મુદામ.
એવું જોઇ આવ્યો તે દોડી નિદાન,
કહયું, કોઈ જાગૃત નથી તે મેયાન.
સુતેલા છે સો જાણે મુરદાં શિતાબ,
પીધો હોય ગોયા કે દીવસ ભર શરાબ.
તલાયાનું દીસ્તું નથી કોઈ સ્થાન,
સિવા કાંટા ઊભું ન કોઈ મેદાન.
સમજ્યું એ અફરાસેયાબે બયાન,
વધી રઓશની તેના દીલ દરમેયાન.
થયો સ્વાર, મોકલી સેપાહને અગર,
કસી જંગીઓ સંગ હુમ્લે કમર.
ગોયા આબે દરિયા, દીલેરો ગયા,
અને હુમ્લો કરવાને તતપર થયા.
ન હુમ્લામાં ગડબડ કે સાંમન લીધા,
ન કર્નાયોના શોર અવાઝો કીધા.
આવ્યા તેઓ છાવણીની પાસે જેવાર,
થયા શોરો કર્નાયોનાબી તેવાર.
ઉઠયો શોર તબ્લાનો ઝીનથી ઘણો,
સીધો કીધો ઝુડાબી લશ્કર તણો. ૨૫૫૦
હતા જે હરોલે સેપાહની તેવાર,
તેણે ઘોડા ડપટાવી માર્યા પુકાર.
પડયા ખાહીમાં કંઈ સવારો ઝબર,
લડઇથી ફેરવ્યાં બીજાઓએ સર.

૧—યાને લશકર.

બેચાબાંથી ધસ્યો તહમતન તેવાર,
હવા કાળી થઈ ગર્દથી કુલ સવાર.
બીજે હાથ ગોદર્ઝનો ગેવ, તુસ,
અગાડી, કરે શોર કર્નાયો, કુસ.
ને કાવ્યાની ઝુંડાની સંગ શાહરયાર,
હવાબી બલુ થઈ તે ગર્દે સવાર.
પકડ, માર, ધર, બાંધ, ઉઠયા પુકાર,
ન ઘોડામાં જીવ કે ન મર્દ હોશદાર.
થયો બે તરફ લોહીનો દર્યો કુલ,
બની ખુંની મોઝે ઝમીં લાલા કુલ.
1પોલાદે છુપેલા, સેપાહ મારનાર-
થી ધુંજ્યો કોહોબી શરીરે અપાર.
કયાંમતમા નાસનારા માટે જગાહ,
ન રહી નાસવાની કે બચવાની રાહ.
તે સોમાંથી દશ નાંમી બચ્યા નહી,
ન મુર્દાંથો રાહ નાસનારોની રહી. ૨૫૫૧
ખબર જો મળી તેને આં જંગગાહ,
થયો ગમંગી શાહે તુરાની સેપાહ.
રડયા પિટયા જંગીઓબી બે શુમાર,
જળ્યા શાહના દીલના દુ:ખોથી અપાર.
બોલ્યો એમ કે આં ગરદીશે આંસમાન-
થી, છુટતો ન કોઈ દાંનાબી બેગુમાન.
તે જીવ માંગે શત્રુ, કશું ના દીગર,
તો કરશું કુશીશ અંતે એકવાર ગર.
કપાવ્યે બદનને આં સઘળા અગર.
યા ધર્યે કોલાહ શાહી સરની ઉપર.

1—પોલાદના બખ્તરવાળા.

ઊઠયા બંધે છાવણીઓમાંથી પુકાર,
કર્નાયોનાં શોરે જહાં થઇ ચિકાર.
ગયા હાથ લઇ નેઝા શમશીરો પણ,
ને સફ ખેંચી લશકરે ફરસંગ ત્રણ.
બની રહી ગોયા દર્યો તે જંગગાહ,
દેખાયો ન ખુરશીદ નુરી કે માહ.
સેપાહ ફઓજની ફઓાજ આવી ઝબર,
ઊઠે મોઝાઓ જેમ પાણી ઊપર.
ખીણો, જંગલો, ભર્યાં લોહીએ શીતાબ,
ગયો છોડી ફરતું ફલક આફતાબ. ૨૫૫૨
ફલકનો લપેટાયો ડાંમરે ચેહેર,
હુતી ના પોતાના તને કોઇને મેહેર.
હવા સખ્ત ચાલી એવાંમા ઘણી,
ન યાદ એવી કોઇનેબી જોયલી તણી.
ઊડી ખાક તે જંગગાહથી ઝબર,
પડી તુરકી લશ્કરની આંખો ને સર.
ઉડી ગઇ જેથી સઉના સરથી કોલાહ,
અજબ થઇ રહયો જેથી તુરાની શાહ.
ભર્યું સરના ભેજાં, ને લોહીએ, મેદાન,
રતાસ આવ્યો પત્થરના દીલ દરમેયાન.
સવારો તુરક જે કે ઢીલને દીવસ,
શિકાર તુચ્છ ચિત્તાના ગણતાતા બસ.
ન લડયા જે ફરતાં ફલકથી તદન,
ઘોડા સાથે માણસ ને ફેંકતો પવન.
દીઠી જંગ હવાની આં ખુસરૂએ હાલ,
જોયાં બખ્ત, દીલ, ઇરાંનીનાં ખુશાલ.

તો રૂસતમ, ને લઇ ગેવે ગોદર્ઝ, તુસ.
સેપાહની કલબગાહથી લાગ્યો તે [1]કુસ.
ઊઠયા શોર દે મારના કલ્બગાહ,
કે એક હાથે રૂસ્તમ, ને એક હાથે શાહ. ૨૫૫૩
હવામા મળી ધૂળ વાદળ મીસાલ,
શું વાદળ! વર્સાવતું તિરો, તેગ હાલ.
ઢગો લાશોના હર જગે કોહ સમાન,
વેહેતા લોહીના ચશ્માં બે ફ્રૂઓજો મેયાન.
બલુ રંગીં ચાદર હવા થઇ ગઇ,
ઝમીં લોહીના દર્યા મીસાલે થઇ.
ફલક બન્યું તિરે, ઓકાબોના પર,
સિયાહ દીલ અફ્રાસ્યાબે કીધી નઝર.
બલું જોયો [2]ઝુંડો ઝળકતો નિદાન,
જે ઝુંડો છુપાવેલો લશ્કર મિયાન.
સેપાહ સફની ખેંચી, રેહવા દઈ નિદાન.
ગયો નાસી, નામીઓ, ને પહલવાન.
હઝાર મર્દ જંગી, ને ખેશી થતા,
ગયો લઇ જે લડવાને લાયક હતા.
ઊગટ રાહે રસ્તો લીધો બેયાબાન,
ને શત્રુથી રંજ ખેંચી બંચાવ્યો જાન.
મમાવાને લશ્કરથી શોધતો તે શાહ,
આવ્યો દોડતો ફ્રૂઓજની કલ્બગાહ.
ઉતાવળ કીધી, છોડી ઢીલી લગામ,
પતો તુર્કી શાહનો ન મળ્યો મુદામ. ૨૫૫૪
નિગાહ કીધી [3]લશ્કરે જો કલ્બગાહ,
નહીં કેઠે જોયો તે ઝુંડો સિયાહ.

૧–નગરાં. ૨–કાવ્યાની. ૩–તુર્કી સેપાહે.

તો માંગી પનાહ ક્યાંની શાહુથી મુદામ,
લડાઈના હથ્યારો ફેંકી તમામ.
નવાઝયા તેને ખુસરૂએ એમ જોઈ,
સેપાહથી જગાબી દીધી દુર કોઈ.
કહ્યું કે કરે ત્યાર ઝરીન તખ્ત,
ચીની સાજે સણગારે તંબુ આ વખ્ત.
રાંમેશગર બોલાવી, મંગાવ્યો શરાબ,
ને સરદારો તેડયા સેપાહથી શીતાબ,
ખુશી રાતથી દીન સુધી કીધી પાક,
ગોયા મુર્દો જીવતાં થયાં સિયાહ ખાક.
દેખાડયો સુર્યે હાથ આંસમાન પર,
નખે રાતનો કીધો ઝખ્મી ચહર.
ધાઈ સર બદન શાહે ઇરાં તમામ,
ગયો ઝંદઅવસ્તા ધરી એવે ધામ.
ન જોયો ઇરાંનીથી કોઈએ આબાદ,
પશુ પંખીબી સમજી શકયાં ન સાદ.
સેનાયશ કીધી તેણે યઝદાંની પાસ,
નસીબની ખુશી ભરી ચાલોથી ખાસ.
મસળ્યું ઘણું ખાક પર તેણે સર,
બે આંખે નદી બે કીધી ગાલ પર.
પછી આવ્યો ત્યાંથી તરફ તાજો તખ્ત,
દમાંમેથી, ખુશ દીલથી, તે નેક બખ્ત.
હતા જે પડયા ઇરાંનીમા અગર,
શું જીવતા હતા કે મુએલા મગર.
ઉડાવ્યા તે મટ્ટીથી તેંમણે તદન,
દીધાં છોડી ખ્વારીમાં શત્રુના તન.

કીધાં હોબમાં તે જંગગાહે તંયાર,
ને પર્વાર્યા તે મુર્દાંઓથી જેવાર.
જે ચીઝો, કે જોઈ પડી જંગગાહ,
તે બક્ષી દીધી તેણે સર્વે સેપાહ.
પછી ત્યાંથી પાછો ગયો બેહેશ્ત ગંગ,
બની ફૂઓજ આબાદ લઈ સાલે જંગ.

## ફગફુર અને ખાકાને કયખુસરૂ પાસેથી માફી માગવી અને અફ્રાસિયાબનુ ગંગદેઝમાં નાસી જવું.

ખબર એવી પોંહચી જો માચીન ચીન,
તુરાંનીની, ને શાહે ઈરાં ઝમીન.
થયા દુઃખી ખાકાન, ફગફુર ગર,
બુલંદ તખ્તની થઈ બધાને ફીકર.
ને પસ્તાયા આપી મદદ તેને કાજ,
અંદેશા ભર્યાં દીલે શોધ્યા ઇલાજ. ૨૫૫૬
ને ફગફુર બોલ્યો કે અફ્રાસેયાબ,
ન જોશે હવેથી બુઝર્ગીને આબ.
મોકળશું સેપાહ, ને ખઝાનો, શીતાબ,
થશે કામ આપણનું બેશક ખરાબ.
આપણ ભાગે આવશે પશેમાંની બસ,
થશે શેહેરો વિરાં એ કામે નરસ.
ખુતન ચીનથી કીધો હદયો તૈયાર,
કીધો ગંજ ખાલી એ કામે અપાર.

અને નેંક દીલ તેડયો કાસીદ ખાસ,
સુખન કંઈક ઘટતા કહ્યા તેની પાસ.
તથા મર્દ એક, નેંકદીલ નેંકખાહ,
મોકલ્યો તે ફગફુરે, નઝદીક શાહ.
હતી ગંજમા ચીઝો લાયક જે હર,
દીનારો, ને ઘસ્યા વગરના ગોહર.
મોકલ્યાં તે માફીની સંગ શાહા પાસ,
તો એલચીએ ત્યાંથી ધરી રાહા ખાસ.
આવ્યા ચીની બુઝરૂગોબી દીલ વગર,
કે એક હફતામાં ચીનથી ગંગશહર.
નવાઝયા તેને શાહ ફતેહમંદે ખાસ,
બેસાડયા દરજજા મોઆફેક પાસ. ૨૫૫૭
કબુલી, જે ચીઝો કે લાવ્યા તમામ,
હતી ભેટો ઠેળીઓ સાથે ગુલામ.
કહ્યું એલચીને તેને કેહેજે ખાસ,
ન ખોતો ઇઝત મુર્ખ થઈ મારી પાસ.
ન થાય એમ કે તું પાસે અફ્રાસેયાબ,
તે આવે સિયાહ રાતના વખ્તે ખાબ.
ફર્યો એલચી, આવ્યો હવા સમ મુદામ,
પુગાડયો તે ફગફુરને કુલ પયામ.
સુની ફગફુરે, ખાબને વખ્તે ખાસ,
કે મોકલ્યો કોઇને અફ્રાસ્યાબ પાસ.
કે ચીનથી ખુતન મુલકથી દુર થજે,
બુશં તારાં કતુંકે રનજુર થજે.
કરેચ ગુમ રસ્તો પોતાનો જે ખાસ,
તો બદ કામો આવે તે બદકાર પાસ.

અફ્રાસ્યાબ આં વાત સમજી રહયો,
કીધાં કામે જુના, પશેમાં થયો.
ઉગટ રાહે રસ્તો લીધો બેયાબાન,
ફેંકી નામ કીર્તિનું, બંચાવ્યો જાન.
ગમો, દર્દ, રંજો, તણાં જોયા રોઝ,
તો આવ્યો તે દોડી ૧કોહે ઍસ્પરોઝ. ૨૫૫૮
હતો રાત દીન શત્રુથી હોશીઆર,
હતો તેનો ખોરાક હર ગમ શિકાર.
આવ્યો દોડી તે ઝેરેહ દર્યા ઉપર,
ઘસર્ઇ રંજ, કમરબંદ, ને ગાંઠે કમર.
આવ્યો જયારે ઊંડા તે દર્યાની પાસ,
કીનારો, કે મધ્ધમ, જણાંયાં ન ખાસ.
હુકમ કીશ્તિબાંનોને કીધો તેવાર,
કરે ત્યાર કીશ્તિ જવા દર્યા પાર
બોલ્યો ઝઇફ તે દર્યાનો જાણકાર,
કે ચીન, ને ખુતનના, અરે નામદાર!
ઇકોતેર મુજને વરષ છે આંવાર,
નથી જોઈ કીશ્તિ થતાં હયાંથી પાર.
તો બોલ્યો એવું, મહાન અફ્રાસેયાબ,
નસીબદાર તે, જે મરે અંદર આબ.
ન દુશમને માર્યો જો તેગે કરી,
નથી માર્યો! તો જીતશે ગેતી ફરી.
ફર્માવ્યું જે કોઈ કે હતા નામદાર,
ઉતારે આં પાણીમાં કીશ્તિ અપાર.
ચઢાવ્યા સઢો ગંગદેઝે જવા,
ન બદ, નેંકનો, ખ્યાલ દીધો થવા. ૨૫૫૯

૧—અૅસ્પરોઝ નામના પાહાડ તરફ.

પુગી. ખાતો પીતો ઉંઘાતો થયો,
ને આસુદો જંગના હંગામે રહયો.
બોલ્યો એમ કે હયાં આપણે રેહેશું શાદ,
તથા વિટાં કામોની કરશું ન યાદ.
થશે આં બુરૂ બખ્ત રોશન જેવાર,
કરશ ઝેરેહ દર્યાથી કીશ્તિને પાર.
કીનો સર્વે મુજ દુશ્મનો પર ધરશ,
રસમ રાહો મારી ઝળકતી કરશ.

## કયખુસરનું કાઊસની નઝદીક ફતેહમંદીના નામા સાથ કયદીઓ અને ખઝાનો મોકલવું.

થયો ખુસરૂ એ વાતે વાકીફ તમામ,
કે કાઢયું નવું મર્દ [1]બુઢાએ કામ.
કહયું તેહેમતનને કે અફ્રાસેયાબ,
ગયો ગંગદેઝે ઓળંગીને આબ.
કીધું કામ, આપણને કહેલું નિદાન,
કે સાથી અમારો બુલંદ આસ્માન.
ઝેરેહનો કીધો દર્યો કીશ્તિએ પાર,
ગઈ રંજ આપણની ફીકટ અપાર.
મમાવાથી મુજ વાત ખંજર વગર,
નથી, ના છોડશ કીનો જુનો ઝબર.
ન જોશે સત્રુ મારાથી બદગુમાન,
સિવા તેગનું મોંહ, ને વાંકી કમાન.

૧-અફ્રાસેયાબે.

ફતેહગંદ યજદાંના બળથી મગર,
સિયાવક્ષને કીને હું બાંધીશ કમર.
બીછાવશ સેપાહ ચીન મકાંન પર.
કરશ પાર કીમાક દર્યો ઝબર.
થશે તાબે મુજ સીધા માચીન ચીન.
તો માંગશ મદદ ના હું મકાં ઝમીન.
કરશ પાર આબે ઝેરેહથી સેપાહ.
અગર બનશે ફરતું ફલક નેંકખાહ.
જગે કંઇક ઢીલ કરવી પડશે અગર,
ખુની મારા હાથોમાં આવશે મગર.
ઉઠાવી છે રંજો તમોએ તમામ,
ઝમી મુલ્ક આબાદ તજ્યાં મુદામ.
કે રંજ આપણે લઇયે પોતે નિદાન,
તે ઠીક, શત્રુને સોંપવાથી જહાન.
કયાંમત સુધી રેહેશે આપણનું નામ.
ફતેહથી, ને શત્રુના નાહસ્વે તમામ.
રહયા સુની ગમગીં દીલેરો થઇ,
ભરી હાએ હોહે, ભવાં વાંક દઇ.
દર્યા મોજા ભર્યાં, સેપાહ આં તમામ,
ને રાહ માસ છની, તુફાંનોથી કામ, ૨૫૯૧
ખબર શું? કે કોણ આવશે આબથી?
બદીજ ફ્એોજે દીઠી અફરાસ્યાબથી.
છીયે ત્યાર લડવા, ઝમીં હોય અગર,
દર્યે તો મગરમચ્છને ડાચે ઝબર.
હરેક જણ હરેક વાત બોલતો મગર.
વધી ગઇ તે વાતો જે વખ્તે અગર.

તો બોલ્યો તહમતન ઓ નાંમેવરો!
જહાં જોયલા, રંજ વેઠેલા, અફસરો!
કે જાય રંજ ફીકટ, નહીં એમ થાય,
ઊડી આળસઈની હવાએબી જાય.
બીજું એ કે આં શાહ ફતેહમંદ પૂર,
જે નેંકબખ્તીનું પાંમશે ફળ ઝરૂર.
ઈરાંથી જુગા છીયે ગંગદેઝ અગર,
જગા જોઈ ના અયેશની જંગ વગર.
ફળો તેના ચાખેચ, ઉઠાવે જે કામ,
આવ્યો એમ, જશેબી તે એમજ મુદામ.
સુની વાતો રૂસ્તમની, ફઓજે તમામ,
રોપી એક નવા જવાબની જડ મુદામ.
બુઝર્ગો, ને દાનાવો, ઉડયા નિદાન,
ખુબીથી ભરેલી સજાવી ઝબાન. ૨૫૬૨
કે શાહના અમે સઉ છીયે તાબેદાર,
છીયે તાબેદારીની સંગ દોસ્તદાર.
તરી ખુશ્કી પર છે સતા તુજ તમામ,
હુકમ તો છે તારો, અમે સઉ ગુલામ.
નયાઝયા તેને, શાહ થયો જો ખુશાલ,
બેસાડયા એક્કને દરજ્જા મીસાલ.
મમાવાના ગંજનો દીધો ખોલી દર,
ન માયા, સગઈ, યાદ કીધી મગર.
દીનારો ગોંહર વસ્ત્ર રેશમી હજાર–
ઊંઠો, પર કદાવર જો લાધ્યાં અપાર.
ભરી બેલ ગાડાંઓબી દસ હઝાર,
ગયા લઈ તે હથ્યાર જંગના અપાર.

શહા માટે ઊંટોએ લાવ્યાં તેવાર.
એવી રીતે ગંજથી દીરમ બેશુમાર.
ફર્માવ્યુ પછી કે વેળા આબની.
જે હોય પરદેપાશો અફ્રાસ્યાબની.
તેના ખેશીઓ ને કુતુંબી જે હોય.
અગર બેટીઓ કે અગર દાસી કોય.
લાવે સઉને અંમારી દરમ્યાનમા,
મહુલમાંથી તે શાહી મયદાનમાં. ૨૫૮૩
નવાઈ નવી, શેહેરની યાદગાર,
તુરક, ચીની, ગીરવી મુકેલા હઝાર.
તથા બહાદુરો સો, અને નામદાર,
જે પંકાયલા મર્દીમાં સર્વે અપાર.
કુટુંબી, ને ખેશીએ અફ્રાસેયાબ,
તેના ગમથી આંખોએ જેની પુર આબ.
શુ જેહુન કે શું ગર્સીવઝ ૧અર્જમંદ.
બેસાડયા અંમારી, પગે નાંખી બંદ.
સોંપી ગેવને દીધા શાહે તેવાર,
ઈરાંનીમાં ચુંટી લીધા દસ હઝાર.
કહયું અય મુંબારક કદમ મર્દ ખાસ,
સેપાહ સંગ જા શાહે કાઉસ પાસ.
ફર્માવ્યુ તો આવ્યો તે પાસે ૨દબીર,
લાવ્યો કાગઝો, કસ્તુરી, ને અબીર.
પયામ એક કસ્તુરી, સહીથી ગુલાબ–
થી, લખવા કહયો કામે અફ્રાસેયાબ.
કલમ થઈ જો કસ્તુરી ને સહીએ તર,
તો અવ્વલ દોઆ કીધી દાદાર પર.

૧–નામીચા. ૨–મુન્શી.

છે તારનારો તે, રંજ લાવનારો છે,
ઝમીં ને ઝમાનો તે રચનારો છે. ૨૫૬૪
કીડીથી તે હાથી સરજનાર ખાસ,
શું દર્યાએ નીલ કે શું નાચીઝ ઘાસ.
એકજ સર્વે શક્તિઓ છે તેની પાસ,
છે હસ્તી ને નિસ્તીનો સાહેબ ખાસ.
જો માયાથી પાળે છે કોઈને અગર,
ન તુંન્દીથી ફરતું, ફલક તે ઉપર.
દોઆ જેથી હો ગેતીના શાહ ઉપર,
જેનાં આશીષોથી સુખો છે ઝબર.
આવ્યો છું તે કીલ્લે, જે અફ્રાસેયાબ,
ધરાવતો હતો કરવા આરામ ખાબ.
હતાં જેમાં તેના તખતને કોલાહ,
બુઝર્ગી, ને દબદબો, તાજો, સેપાહ.
કીલો તોડતાં લાગ્યા ચાળીસ દીવસ,
ન હાથ આવ્યો શત્રુ, થયું એ નરસ.
હવે ગેવ કેહેશે દરેક, તુને શાહ,
બની ગઈ છે શું શું વિગત જંગગાહ.
ખોલે હોઠ એ જ્યારે ચઝદાંની પાસ,
દીવસ રાત મુજ સાટે કરજે નેયાસ.
સેપાહને હું ખેંચીશ માચીન ચીન,
અને ત્યાંથી લઈ જઈશ મકાં ઝમીન. ૨૫૬૫
કરશ બાદ ઝેરેહનો દર્યો પસાર,
જો કરશે મદદ પાક પરવરદેગાર.
ગયો ગેવ જો, પાસેથી શાહરયાર,
સેપાહ ભારી સંગ મર્દો જંગી અપાર.

હવા સમ ધરી શાહ પાસેથી રાહ.
અને આવ્યો પાસે, તે કાઉસ શાહ.
ખબર આવી જેની તે કાઉસ ભણી.
કદમ નેક પહલવાનઝાદા તણી.
લેવા તેને મોકલાવી કંઈએક સેપાહ.
ધરી મોટે દરજેના શખસોએ રાહ.
આવ્યો શાહ પાસે જો ગેવ પહલવાન,
સેપાહ જંગી દીસ્તી સિંહોનું મેદાન.
આવ્યો ગેવ શાહની જો પાસે જેવાર.
ઝમીં તખ્ત પાસેની ચુંમી તેવાર.
ઝમીં ચુંમી ઊઠયો તે જ્યારે અગર,
હસી હાથે પસવાર્યો ગેવનો ચહર.
પૃછ્યું શાહા માટે, અને તે સેપાહ,
સુરજ ફરતા માટે, ખુરેહમંદ માહ.
કહયુ ગેવ જંગીએ જોયલું નજર,
દીલેરોથી ને દાના શાહથી અગર. ૨૫૬૬
તેની વાતે શાહ ઝઈફ, બન્યો જવાન.
ધર્યું નામું મુનશીની પાસે નિદાન.
જો વંચાયું નામું ઈરાં શાહા પાસ.
અજબ અંજુમન તે થઈ સારી ખાસ.
થયા ખુશ ખુશાલી ભર્યા સર બ સર,
ખુશાલીના આંસુએ થઈ આંખો તર.
નિચે તખ્તથી આવ્યો કાઉસ શાહ,
ને સરથી ઉતારી તે કયાંની કોલાહ.
આવી સર મસળ્યું સિયાહ ખાક પર.
કીધી પાક યઝદાંની બંદગી ઝબર.

ગયો તે જગાથી પછી તખ્ત પર,
વફાદારો, પહલવાંનો, સંગ નામવર.
કહ્યું શાહને ગેવે દીઠું જે તદન,
જે સમજેલા શાહે ઈરાંના સુખન.
બોલાવી રાંમેશગરો, લાવ્યા શરાબ,
દીલેરે ઈરાં સરદારોબી શીતાબ.
કરે વાત, જવાબો સુને, રાત ભર,
સિયાહ રાત તક ચાલી વાતો મગર.
બતિ સંગ ગયા ત્યાંથી દોસ્તો નિદાન,
ખુશી ખુરમી દીલે પોતાને અયવાન. ૨૫૬૭
ફેંકયો નેંઝો આસ્માંથી ખુર્શીદે લઈ,
ને ફેરવી લગામ રાત નાસી ગઈ.
ઠોકાયાં નગારાં જો દરગાહે શાહ,
ગયા પહલવાંનો તેની ૧બારગાહ.
તેર્યા ગેવને શાહે પોતાની પાસ,
બેસાડયો શાહી તખ્ત નામીએ ખાસ.
ફૂર્માવ્યું તો લાવ્યા ખજાનો તે પાસ,
સરઅફરાઝ નામી પહલવાંનો ખાસ.
તથા બેગુનાહ પરદેપોશો અગર,
સિતમ જેને પરદામાં જોયલો ઝબર.
જેહન, ને ગર્સીવઝ ફરેબી મુદામ,
ઊખેડયો સિયાવક્ષ જડથી તમામ.
પડી જો બુરા ગર્સીવઝ પર નઝર,
તો લાંનત કીધી લાનતીની ઊપર.
તથા જેહનનેબી પગે નાંખી બંદ,
અને લાવ્યા નઝદીક તખ્તે બુલંદ.

૧–દરબારમાં.

હુતા કચેદી જે કોઇ કે ગીર્વી વરી,
મુકરરર જગા તેઓ લાયક કરી.
થયો એક નિગેહબાં, થયો એક બંદ,
ઉમેદ એક ભર્યો, પુરો એક ૧ગઝંદ. ૨૫૬૮
ને બેટીઓ, સરદારે અફ્રાસેયાબ,
જોઇ, કીધાં કાઊસે પાંપણુ પુર આબ.
કીધું શાહી પરદામાં તેનું મુકામ,
ને ખીદમતમાં દાસીઓ રાખી તમામ.
હુતો તે પછી જે ખઝાંના ઝબર,
દીનારો, ને કાપ્યા વણાંના ગોહર.
દીધું તે દરાંનીઓને સર બ સર,
તો કીધી દોઆ શાહે ગેતી ઊપર.
દીધા સરવે કચેદીઓ સરદારો પાસ,
ન રાખ્યા મહલ, નાના મોટાઓ ખાસ.
કીધું ત્યાર જેહુનને માટે મુકામ,
ખોરાકો, સલાહકારો, સાથે ગુલામ.
રાખ્યો પ્રેમથી શાહોનો જે રીવાજ,
કીધી સગવડો હર તરેહ તેને કાજ.
જગા એક અંધારી કીલામાં હુતી,
ભયંકાર, દોઝખમાંને મળતી અતી.
આવી ગર્સીવઝને તે ફાળે તમામ,
છે એવાંજ ફરતા ઝમાનાના કામ.
ભલો હોય છે તે પાદશાહ, જે તદન,
સખી હાથ જેના, અને પાક મન. ૨૫૬૯
તે સમજે, ન જગ રેહેશે તે સંગ ખાસ,
નથી ભમતો મુર્ખોના ઘર આસપાસ.

બને ભોગ ઇર્ષાનો, થાયે અકલ કમ,
ગણે છે તબીબ તેને દીવાંના સમ.
થયો એથી ફારેગ તે શાહા જેવાર,
કીધા દુર બેગાના શખસો તેવાર.
તૈયારી કીધી ખતની મૂનશીએ ગર,
હીરા સમ કલમનું કીધું તેઝ સર.
અને લખ્યાં નાંમાઓથી મુલ્ક હર,
હરેક નામદારો, ને સરદારો પર.
થયું શાહને તાબે તુરાં, ચીન, શીતાબ,
પિયેચ એક જગે, વાઘ બકરીઓ આબ.
દીધાં દરવીશોને દીરમ ને દીનાર,
પોતાના નોકર, માણસોને, તેવાર.
એવી રીતે બે હફતા દરગાહે શાહ,
ન રહી બક્ષીશો લેનારાઓથી રાહ.
ત્રીજે હફતે મોટાઇનાં તખ્ત પર,
દમાંમોથી આરામે બેઠો અગર.
સરોદ વાંસળી, ગાયણોના, ઝબર,
દોઆ કરતાં દીલ દારૂની જામ પર. ૨૫૭૦
તથા જામે કાઊસથી હફતો એક,
ઉઠયા લાલ મયેના મોઝાઓ દરેક.
નવે મહીને ગેવ માટે હદયો તૈયાર—
કીધો, જેમાં સોંનુ, ફીરોઝા, અપાર.
સોંનેરી રકાબી, ફીરોઝાની જાગ,
સોંનેરી કમરબંદ, રૂપેરી લગામ.
કે સાંકળ, ને બાલીની, દાસી ઘણી,
કડાંઓ, ને ગોંહરના તાજો, તણી.

શું કપડાં, શું તખ્તો, ગલીચા અપાર,
શું બીસ્તર, શું રંગા ચીઝો ખુશબુદાર.
તેર્યો ગેવને મોકલી કોઇ પાસ,
બેસાડયો તેને તખ્ત સોનેરી ખાસ.
ને લાવ્યા તેની પાણે હદયો અગર,
તો ગેવે મસલયું તખત પાસ સર.

## ગીવનુ કાઉસની દરબારમાંથી કયખુસરૂનાં નામાના જવાબ સાથ પાછું આવવું.

ખુશાળીથી તે બાદ[1] આવ્યો દબીર.
ને કાગઝ, ને કસ્તુરી, લાવ્યો અબીર.
ફરમાવ્યું તો નામાનો તેના જવાબ,
લખ્યો, આપ ઍખત્યાર શાહનો શીતાબ.
જવાબ એમ લખ્યો કે યઝદાનથી,
તથા ખુશ ખુશાલ હું થયોચ જહાનથી. ૨૫૭૧
કે ફરઝંદ મુજ એમ થયું નેક બખ્ત,
કે સરદારી લાયક, અને તાજો, તખ્ત.
જે બદકાર કરતો હતો ગેતી તંગ,
હતો શાહ ફકત કરવા લુંટો, ને જંગ.
તે ગેતીથી નાસેચ તારા હાથ પર,
ન કોઈ નામબી લેશે બાતીન વગર.
ખુંનો તેંણે કીધાં છે કુલ ઊંમ્ર ભર,
ઊતાવળો, મીજાઝી, હતો રબદગોહર.
માર્યો છે જેંણે, નવદરે તાજદાર,
હતો આગળા શાહોથી યાદગાર.

૧—બદઝાત.

બુરાં તનનો કાતીલ ભઇ, શાહ, તણો,
છે બદ ખ્યાલ, બદ નામ, પાગલ, ઘણો.
ન રાખતો કદમ કે મુકે તે ઝમીન,
શું તુરાન, મકરાન, દરિયાએ ચીન.
થશે જેથી ગેતીનો છૂટકો મગર,
થશે દૂર જહાંથી બદી સર બ સર.
અગર દાવરો દાદગર એક ખુદાય,
થવાને જો ચાહે તારો રહનુમાય.
તો ધોશે બદોની બદીથી જહાન,
કમ અકલોની વાતે, ને કામે, નિદાન. ૨૫૭૨
સદા રેહેજે બક્ષીશે યઝદાંથી શાદ,
નવો નાંખી ગેતીનો પાયો આબાદ.
ખુશી ભર્યો જોવશ તુને પાછો ગર,
થશે તારા શતરૂનું દરદી જીગર.
પછી તો સીવા સામે યઝદાંને પાક,
કરશ કંઇ ન, છે જેથી ઊમીદો, ધાક.
ફતેહમંદી ભર્યો સદા રેહેજો શાદ,
સદા રેહો જવાંની, દીલે પુર દાદ.
રહો તુજ ગેતીનો રબ રહનુમાય!
જગા તખ્ત ઊપર સદા તારી થાય!
કરી નામાં ઊપર પછી મોહોરે શાહ,
કે પકડી તેના મેહેલથી ગેવે રાહ.
થયો ખોટી કેથે ન રાહમાં તે ખાસ,
આવ્યો બેહેરત ગંગે તે ખુસરૂની પાસ.
કરીને દોઆ દીધું નામું મુદામ,
બપાવાનો તેને કહયો સઉ પયામ.

થયો શાહ ખુશી તેની વાતે ખરો,
તેયાં મયે પિનારા, ને રાંમેશગરો.

## કયખુસરૂનું બેહેશત ગંગમાંથી ચીન અને મકાન ઝમીન તરફ જવું તથા ફગફુર ખાકાન અને મકાનના પાદશાહ ઊપર પયગામ મોકલવો.

તથા ખુશ, ફતેહમંદ, દીવસ ત્રણ રહયો.
ને ચોથે જો ખુરશીદ રઓશન થયો. ૨૫૭૩
દીધાં ફઓજને ટોપ બખ્તર, અતી,
રસમ પાદશાહોની જેવી હતી.
દીધો મુલ્ક નવદરના ગોસ્તેમ તણે,
સેપાહ નામી જંગી પોતે લઇ અણે.
બુલંદ ગંગથી રાહા ચીનની ધરી.
ને શમશીરથી ઝેર દુન્યાં કરી.
દીવસ રાત રેહેતો નહીં કામ વીન,
તલાયાની ચોકી મુકી રાત દીન.
અને એવી રીતે પિદરને શહેર,
આવ્યો ઝારી કરતો ભરી ધૂળ સર.
રહયો બાગે સ્યાવક્ષ, ચોગમ ફરી,
હતી જ્યાં કે તશત ખુન ઝીલવા ધરી.
ને બોલ્યો અગર દાદગર એક ખુદાય.
કદી ચાહશે મુજને થવા રહનુમાય.
તો નિશાંને એજ, ખુને અફ્રાસેયાબ,
ઝરૂર હયાંજ રેડશ હું, ગોયા કે આબ.

ગયો તે જગાથી ફરી તખ્તે ખાસ,
હતો ભેદ કેહેતો ખુદા પાક પાસ.
ને ચુંટયા સેપાહોથી કાસીદ નિદાન,
ઝબાં તેઝ, દાંના, સમજનારા બ્યાન. ૨૫૭૪
મોકલ્યા તેને, પાસે ખાકાને ચીન,
ને ફગફુર, સરદારે મકાં ઝમીન.
જો ઇન્સાફે મુજ માનો ફરમાન તમ,
ને થાવ બુરાં કામે પશેમાન તમ.
તો ખોરાક મોકલજો, પાસે સેપાહ,
ને [1]જોજો આં નાચારો મારાને રાહ.
જેબી કોઇ કે મુજ વાતે ફરશે ઝરૂર,
તથા રેહેશે જે મારા ચેહેરાથી દૂર.
તેના સરને કાપીશ હું તલ્વારે તેઝ,
ઊઠાવીશ તેના મહલમા રસ્તખેઝ.
આવ્યા કાસીદો મુલકમાં હર અગર,
હતા જયાં કે સરદારોબી નામવર.
થયા ગમગીં ફગફુર, ખાકાને ચીન,
હરેક મુલકના બુઝરૂગો નામચીન.
કીધી વાતો માયાથી કાસીદો પાસ,
કહયા શબ્દ શીરીં નરમ સાદે ખાસ.
છીયે શાહના નોકર અમે સર બ સર,
નહીં ચાલશું તેના હોકમ વગર.
જનારા છે જે રસ્તે જંગી શીતાબ,
તપાસીશું કેટલા થયાચ *તે ખરાબ. ૨૫૭૫
સેપાહ કરશું આંસુદી ખોરાક દઇ,
હશે ઘટતી ચીઝો તેબી દેશું લઇ.

૧–સંભાળજો. *યાને તે રસ્તા.

બોલ્યા જે કોઈ કે હતા અકલવર,
જશે હાંનિ આપણને કર્યા વગર.
તો હરવાશોને દેશું ચીજો અપાર.
ને પુશ્કળ ખોરાકોનો કરશું નિસાર.
દીધા એલચીઓને કહ્યા ભારે બાગ,
આવ્યા ખુશ ખુશાળીમાં દરગાહા પાસ.
જો મકાન બાજો પુગો [૧]નામવર.
તો દીલ જોયું મક્રાની શાહનું દીગર.
દીધું નામું જઈ તખ્ત પાસે મુંદામ,
કેહવાડયો હતો જે, કહયો તે પયામ.
તો કાઢયો તે એલચીને હરધુત કરી,
દીલે કીધી રઇયતને ગમથી ભરી.
કહયું, શાહે ફરીં ને કેહેજે મગર,
કે જાસ્તી અમો પર નકામી ન કર.
ઝમાનો છે મુજ બખ્ત નિંચે તમામ.
છે રોશન ઝમીં તાજો તખ્તે મુદામ.
ઊગેય સુર્ય નુરમંદ આસ્માન પર,
પ્રકાશેય અવલ માયાથી આં શાહર. ૨૫૭૬
ખઝાનો છે ભરપુર, સુજમાં અકલ.
બુઝર્ગી છે, મર્દી છે, હાથોનુ બલ.
છે વાજબી, અગર માંગે મારેથી રાહ.
હરેક જીવદારો છે [૨]ધ્યતિના શાહ.
અગર તું જશે તો ન રોકીશ રાહ.
ન કરતો ખરાબી, જતાં સંગ સેપાહ.
મગર લાવશે તું સેપાહ મુજ શાહર.
ન તુજ ફાળે આવશે આં શાહીથી ગર.

૧–એલચી. ૨–છુટાપણુ ધરાવનાર.

થવા દઈશ ના મુજ ઝમીંથી પસાર,
ન પગ દઈશ ધરવા આં મુલ્કે લગાર.
ફતેહમંદ થવા દઈશ ના હું મગર,
ફતેહ પામે છે નેક બખ્તે અગર.
સમજ્યો એવી રીતે શાહે જવાબ,
તો ખેંચી સેપાહ તે જગાથી શીતાબ.
આવી લાગ્યો દોડી જો શાહે ખુતન,
શાહે ગેતી, સંગ નામવર અંજુમન.
આવ્યા ચીની ખાકાંન, ફગપુર, ખાસ,
દોઆ કરતા માંફીખી લઈ શાહા પાસ.
ને ત્રણ મંઝીલે ચીનથી શાહા પાસ.
આવ્યા પોતે, નામેવરો, શાહા ખાસ ૨૫૭૭
કીધો હાતથી સાફ રસ્તો તમામ,
કીધાં બીણ મયદાં, ગો બેસ્વાના ધામ.
ભરી રાહ ખોરાકી. ને વસ્ત્ર, તમામ,
આરામ, મજલીસો, ગાલીચાએ મુદામ.
સેપાહ આવી જો શેહેરની છેક પાસ,
તો બાંધ્યાં તોરંણુ રાહે બેરાહે ખાસ.
અને ટાંગ્યાં કપડાંઓ રેશમી દીવાર,
ને અંબર ને કસ્તુરી કીધી નિસાર.
શાહાથી જો ફગપુર એક થઈ ગયો,
તો સાથે તેને મહલ ગમ લઈ ગયો.
ને બોલ્યો હું છું શાહનો ફરમાંબરદાર,
જો લાયક ગણે તો હું છું તાબેદાર.
તારાં બખ્તથી ગેતી આબાદ રહો,
તુંથી દોસ્તોના દીલ સદા શાદ રહો.

શાહાને લાયક મેહેલ મુજ ગર નથી,
ધારૂચ શાહા કરતાં તે કમતર નથી.
શાહા સરફરાઝ આવ્યો અયવાનમાં,
બેઠો નામી દરબાર દરમેયાનમાં.
ચીનાઈ દીનારોને કરવા નિસાર,
કે લાવ્યો તે ફગફુરે ચીન ૧સો હઝાર. ૨૫૭૮
રહયો તે ઊભો તેની પાસે તેવાર,
કે લઈ ઉમ્રાઓને મુબારક વિચાર.
રહયો માસ ત્રણ ચીનમા શાહરયાર,
લઈ ફઓજે ઈરાનના નામદાર.
તાબેદાર ફગફુર હર બાંમદાદ,
નવા હદ્યાઓ દેતો શાહને આબાદ.
ચોથે, શાહે ઈરાંન, ચીનથી ગયો,
ને મકાંન આવ્યો, ત્યાં રૂસ્તમ રહયો.

## કયખુસરૂનો મકાનના પાદશાહ ઉપરનો બીજો પયગામ અને તેનું લડાઇ કરવું તથા મકાનના પાદશાહનું માર્યું જવું.

આવી પુગ્યો મકાનની જ્યારે પાસ.
તો ચુંટયો સેપાહમાંથી દાનાવ ખાસ.
કેહવાયું તેંણે શાહે મકરાન પાસ,
કે શાહોનો સાથી અકલ હોજો ખાસ.
અમે કયાંથી આવ્યા છીયે, કર નજર!
નથી મસ્ત, ૨ઊંઘાના ખાહેશો પર.

૧—એક લાખ. ૨—ઇચ્છા પાર પાડવાના કામપર નચીંત નથી.

છે મુજ તાજો બખ્તે, આં આબાદ જગ,
અમીરોના સર મારાં તખ્તોના પગ.
ખોરાક ત્યાર કર તું સેપાહની દે રાહ,
ખુબી સાથે સણુગાર મુજ માટે ૧ગાહ.
બને ફ્રેઓજ ખોરાકથી તંગ થવા,
તો કોઇબી ગણે ના તે તંગી રવા. ૨૫૭૯
જશે હાથ લઈ પારકા માલ પર,
ન આપું હું હર ચીઝો તેંમણે અગર.
ન પુગશે જો સાંમાન; કરશે તે જંગ,
અને ગેતી શત્રુ ઉપર કરશે તંગ.
જે સાંભળશે નહીં મારી વાતો લગાર,
થવું પડશે ખુંનથી ઘણાંના પસાર.
વિરાં શેહેરે મકાંન કરશે ઝબર,
વગર કીને સિંહોથી લડશે અગર.
દીધો આવી કાસીદે તેને પયામ,
હતું કયાં દીસે, દાદ નાગાનું ૨ધામ.
ફ્રર્યું તે કમઅકલીનું આ વાતે સર,
ઊકળ્યું મગઝ, બુરો બન્યો ઝબર.
કીધી એક, વિખ્રાએલી કુલ સેપાહ,
સજાવી તે મયદાનમાં જંગગાહ.
કહયું એલચીને કે ફર પાછો ખાસ,
ને જા પાછો તે બદગુમાનીની પાસ.
ને કહેજે સિયાહ રોઝની ફરવે ચાલ,
થયોચ ગેતી અફ્રરોઝ ને તું ખુશાલ.
જોશે મારૂ બળ, આવશે જયારે પાસ,
ને જાણશે છે કોંણ મર્દ, ને જંગી ખાસ. ૨૫૮૦

૧-જગો. ૨.-ઇન્સાફ અને પેગામની જગા.

આવ્યો શાહનો એલ્ચી તે પાછો જેવાર,
ભર્યું શેહેરે મક્રાંન શોરે અપાર.
સેપાહ એક કોહથી બીજે ધર્તિ પર,
ભર્યો મુલ્કે મકરાંન ફ્યોજે ઝબર.
બસો હાથી લાવ્યા લડાયક અગર,
તો રહી ના જગા ગોયા ધર્તિ ઉપર.
ઘોડાઓના ખંખાર, [1]જુશે સેપાહ,
થી, ભુલ્યો, ફલક પર મહાતાબ રાહ.
ને આવ્યો તલાયોબી નઝદીક શાહ,
કે ગર્દે સેપાહથી છે મક્રાં સિયાહ.
છે કુલ મુલ્ક ઝુંડા, ને હાથીએ પૂર,
બે માઇલે શાહ જોઇ શકશે ઝરૂર.
તો સફ ખેંચી તેણે હુકમ દઇ અગર,
લીધા હાથ ગુર્ઝો, ને ખંજર, મગર.
તલાયો આવ્યો મયેદાં મક્રાંની ખાસ,
તમામ રાત ફર્યો સેપાહ આસપાસ.
હતો ફ્યોજે ઇરાં નિગેહબાં તોખાર,
હતી જે કણે તુચ્છ લડાઇ અપાર.
તે આવી વળગ્યો તે સાથે ઝબર,
કે એક મસ્ત હાથી, બીજો શેરે નર. ૨૫૮૧

મારી તેગ કીધા બે ટૂકડા ઝબર,
થયો દીલે મક્રાંની શાહ પુર ખતર.
સફો ખેંચી બે ફ્યોજે એ રીતે ગર,
જેની ગર્દે આવ્યું ન આંસ્માં નઝર.
સેપાહ બે તરફ ચાલી કોહ સમ મગર,
પડી ટૂટી બેઉ ફ્યોજ એકક ઊપર.

[1]—કોજના ઘસારાથી.

વધ્યો કલ્બગાહુથી તે સરદાર તુસ,
ભરઇ ગેતી શોરે, કરનાયો ને રૂકુસ.
હુરોલ જેની કાંયેયાની ઝુંડો નિદાન,
પ્રુડે કસ્બી જોડાઓના પહુલવાન.
ઝમીં હાથીએ પુર, હવા તીર ભરી,
બની નીલ દર્યાવ ગેતી ખરી.
થયો ઝખ્મી મક્કાંની શાહ કલ્બ મ્યાન,
નેઝાથી, ન તે ઝખ્મે બચ્યો નિદાન.
કહ્યું એકે શાહને, એનુ કાપ સર,
તો બોલ્યો, ન બદ ખ્યાલે જોવું એપર.
કાપે કોંણ શાહોના તનથી આં સર,
સિયાહ અહુરીમનની તુખમના વગર.
કરો દખ્મું કસ્તુરી પાંથરી ગુલાબ,
જગા જેમ શાહોની હોય કરવા ખાબ. ૨૫૮૨
ઊઘાડું રહે તન, નહીં થાય એમ,
તેમજ રાખો, બખ્તરમાં છે ઝખ્મી જેમ.
તેનો ઢાંકજો ચીની કપડે ચહુર,
એવુંજ મોત હોય છે બુઝર્ગોનું ગર.
તે લશ્કરથી માર્યા ગયા દસ હઝાર,
ચલાવનારા ખંજરો, જંગી સવાર.
અગ્યારસો ને ચાળીસ થયા કયેદ ગર,
થયાં જેથી જીવતાંના ગમ ભર્યા સર.
લાવ્યા હાથીએ, ને ખઝાનો તેવખ્ત,
તંબુઓ, તથા કુળ સજાવેલું તખ્ત.
બુઝર્ગો ઇરાંની તવંગર થયા,
ઘણાકો તખત તાજના થઇ ગયા.

લડાયકો તે બાદ પહુલવાન કુલ.
પડયા કરવા તરાજ મકાંન કુલ.
ઊડયા સ્ત્રીઓના શેહેર જંગલ પુકાર,
અવાઝે ભર્યું શેહેર મકાંન અપાર.
કીલામાં ને શેહેરે લગાડી અંગાર,
લાવ્યા ગેયા આંસમાં ઝમીને અપાર.
થયા તેઓમાં તીરે ઝખમી તમામ,
કીધાં કયેદ ઓરતો બચ્ચાં મુદામ. ૨૫૮૩
થયો ગુસ્સો રૈયત ઉપર શાહનો કમ,
તો કીધો સેપાહ પાછી ફરવા હુકમ.
કાડયું દાંના અશાકશનેબી એ બચિત,
બને જંગ, જુસ્સાથી, લુંટથી, નચિંત.
નહીં ઝયાંન કોઇને અધીકજ કરે,
મગર બંડખોરોને ઠીકજ કરે.
હતા શેહેરમાં જેઓ પાકીઝા ખાસ,
આવ્યા તેઓ માંફી લેવા શાહા પાસ.
કે લાચારો અંમ બેગુનાહે અપાર,
સદા ઝુલ્મીઓના દુઃખે બેકરાર.
જો ધારે અમારાં સરો બેગુનાહ,
તો માંફી બખશવી છે લાયેક શાહ.
તો આવ્યો ૧અવાઝ છાવણી દરમેયાન,
કે અયે નેંક અકલના તમો પહલવાન.
હવેથી જો કોઈ જગ્યે ઊડશે પુકાર,
સિતમ, લુંટ, સખ્તી, લડઈનો, લગાર.
તે ઝુલ્મીના ટૂકડા કરશ બે અગર,
નથી જે કોઇને કે યઝદાંનો ડર.

૧-શાહનુ ફર્માન.

રહ્યો શાહ મકરાંનમાં સાલ એક,
તેડ્યા ફીરિશ્તબાંનો જગેથી હરેક. ૨૫૮૪
વસંત આવી રૂતું, બની જેહાંન સબ્ઝ,
ને ફુલ પાહાડે ગુલ્લાલા, મયેદાંન સબ્ઝ.
જગા ઘોડા ચર્વા, શિકારોનું ધામ,
ખીલ્યા બાગો ફળ મેવેદારે તમામ.
કહયું કે વફાદાર અશકશ મુદામ,
કરે આય મકરાંનમાં ચંદ મુકામ.
કરે ના કશું રાસ્ત, ખુબી, વગર,
કરે ખાંમી ઈન્સાફમાં ના મગર.
પછી શેહેરથી શાહ બેયાબાં ધરી,
બની રંજ આસાંન દીલ પર વરી.
થયું એમ હુકમથી તે યઝદાંને પાક,
નહીં જોઈ કેથે બેયાબાંને ખાક.
ઝમીં પુર ખેતી, હવા પુર ગગન,
ભરી ૧શમ્બલીદ, લાલાએ, જગ તહન.
અગાડી સેપાહની ખોરાકી મુદામ,
પાડાઓના ગાડાંની અંદર તમામ.
હતું લીલું જંગલ, જગા ખાબની,
હવા વાદળે પુર, ઝમીન આબની.

---

૧--એ નામના ફુલ.

## પાદશાહ કયખુસરૂનું ઝેરેહ દર્યાથી પસાર થવું અને તેનું ગંગદેઝનું લેવું તથા તે જગ્યાએથી અફ્રાસિયાબનું નાસી જવું.



આવ્યો તે ઝેરેહ દર્યા પાસે અગર,
તો ખોલી દીલેરોએ બંદથી કમર.

તમામ દરિયાના કામદારોને શાહ-
માં, લઈ ચીન મકાંનથી સંગ શાહ.

જે કરવું તે કીધું કીનારે શીતાબ.
ઊતારીબી કીશ્તીઓ [1]માલીકે આબ.

કીધો હુકમ ખોરાકી લેવા અપાર,
વરષ એકનો, કરતાં નહી પસાર.

ભલી શાહનો શાહ જગ તણો નેક બખ્ત,
ઊપડ્યો કીનારેથી [2]મર્તબે સખ્ત.

કાઢયો વખ્ત કંઈ બંદગીની ઊપર,
કીધો યાદ બહુ ગેતીનો દાદગર.

મુરાદોબી માંગી ખુદાથી બુલંદ,
ઊતારે તેને ખુશ્કીએ [3]બેગઝંદ.

કહ્યું એમ અય ગેતીના કીરદેગાર,
તું ઝાહેર, ને બાતીનનો, છે જાણકાર.

તું દર્યા, ઝમીનનો, નિગેહ્દાર છે,
તું આંસમાન, [4]પર્વીનનો, રચનાર છે.

નિગેહ્દાર મુજ જીવ સેપાહનો છે તું,
મારા ગંજ, તખ્તો, કોલાહનો છે તું.

૧-ખાસ્તીઆને ૨-ઇઝતની સાથે. ૩-વગર હરકતે. ૪-એ નામનો સિતારો.

તુફાની એવા તો તે દર્યો થયો,
દુઃખી દીલ થયા વિન ન કોઈ રહયો. ૨૫૮૬
રહી માસ છ નાવ, ઉપર આબની,
જગા સઉએ કીધી જેને ખાબની.
ગયું સાલ અરધું, થયા સાત માહ,
પવન ફુંકયો ઉત્તરનો ઉલટીજ રાહ.
ફેરવ્યાં જેણે સર સઢોના નિશાન,
રહયાં ન ખલાસીને હાથે સુકાન.
સીધી રાહથી પુગ્યાં જગે એવી બદ,
ખલાસી જેને કેહેતા, ૧મફ્ઉલઅસદ.
થયું એમ ખુદાથી, હવા ને પવન,
થયાં શાહના બખ્તે. ન તેઝી તદન.
અજબ થઈ ગઈ પાણીમાં તે સેપાહ,
દરેકે કીધી આંગળી તર્ફે શાહ.
જોયાં પાણીમાં સિંહ અને ગાય અતી,
જે સિંહ સામે, ઝોર ગાય રાખતી હતી.
તથા માણસોખી, કમંદ જેવા બાલ,
ભર્યું તન બધું બાલે, ગોરપંદ મીસાલ.
ને એક ટોળો, ભેંસા જેવાં જેના સર,
અગાડી પગો, પીઠે બે હાથ ગર.
શરીર એક મચ્છીનું, ચિત્તાનું સર,
મગર જેવું તન એક, સરે ગોરખર. ૨૫૮૭
તને એક બકરૂ, અને ભુંડ સર,
ભર્યો દર્યો એવી નવાઈથી ઝબર.
તેને એ, એને તે, દેખાડતા હતા,
ને મશગુલ યાદે ખુદામાં થતા.

૧–યાને સિંહનું મોંહું.

ફલકના તે સાહેબની બક્ષીશે ગર,
હવા નર્મ, છુપ્યો પવનનો ચહર.
કીધો પાર દર્યો, થયા સાત માહ,
તુફાંને કીધી ના ફરીથી નિગાહ.
ઊતર્યો જો દર્યાથી ખુશ્કીએ શાહ,
દીઠું ઓહડું મયેદાં, કીધી જો નિગાહ.
તો આવીને પાસે [1]જહાંનઆફરીન,
મસળ્યું તેણે ખાક પર મોંહ ઝમીન.
મછવા, કીશ્તિ, પાણીથી કાઢી લીધી,
ઊતાવળી તે જગ્યે ઊતાવળ કીધી.
આવ્યાં સાંમે વન, રેતી, મયદાં, અપાર,
થયો ઉડતી રેતીથી સેહેજે પસાર.
તે કુલ શેહેર જોયું ગોયા તેણે ચીન,
ને ભાષાથી જાણે કે મક્કાં ઝમીન.
રહયો શેહેરોમાં આસુદો શાહરયાર,
સેપાહ માટે ખોરાક માંગ્યો અપાર. ૨૫૮૮
દીધો શાહે તે દેશ ગેવને મુકામ,
કહયું ચાખ તું બખ્તના ફળ તમામ.
થતો સખ્ત ના તું ગુનેહગારો પર,
દીલ ઉઠયું છે મુજ ગંજ ચીઝોથી હર.
હવેથી ન કોઈ કોઈને લડવા દઈશ,
કરી બંન્દગી દાદગર સામે લઈશ.
સેપાથી લીધો નામવર ચુંટી એક,
જે કોઈ કે ભાષાઓ જાણે દરેક.
મોકળ્યા હરેક પાદશાહને પયામ,
કે ચાહતો જે હોય કોઈ કીર્તિ આરામ.

1—ગેતીનો સાહેબ.

તે આવે ખુશાળીથી મારી દરગાહ,
દીસે શાહ, નેકીની સંગ, નેકખાહ.
જે કોઇ કે મુજ વાતે ફરશે અગર,
તે બદ ખ્યાલનો જોશે બદલો ઝબર.
ગયો જ્યારે કાસીદ તેઓની પાસ,
શહનશાહનો પોંહચાડયો પયગામ ખાસ.
કહયું સઉએ તાના છીયે અમ નફર,
જો નોકરને લાયકના હોઇયે અગર.
ન સર કોઇયે ફેરવ્યું સરદારો મ્યાન,
આવ્યા તેની દરગાહે ઝઈફો જવાન. ૨૫૮૯
આવ્યા શાહની દરબારે લઈને નિસાર,
દરેકે દરેક હાકેમો શહરયાર.
એવું જોઇ નવાઝયા તેને શાહે ગર,
કીધાં ઊંચાં ખુરશીદ સુધી તેના સર.
ખબર પુછી ગંગદેઝનીબી ઘણી,
અફ્રાસ્યાબની, તખ્ત શાહી તણી.
બોલ્યો જાણુકાર એક તેમાં શીતાબ,
ન હયાં સાંમા પાહડો, કે આવશે ન આબ.
જો ગંત્રો કરે [1]નેક બદની ઝરૂર,
તો ફરસંગ સોથી નથી ગંગ દૂર.
રહયો જીવ હવે ઝુલ્મી શાહમાં ન બસ,
રહયા ના તેના ઝયાદા ઝુલ્મી શખસ.
આવ્યોચ જ્યારથી તે ઓળંગીને આબ,
છે સગ માણુસો ગંગ અફ્રાસેયાબ.
થયો એ ખબરથી ખુશી તાજવર,
ગણી તુચ્છ રંજો બધી દીલ પર.

૧–ભલાંભુંડા રસ્તાની.

કે સર્પાવોબી શખ્સોને તે દીધા,
ઘોડા દાંનાઓના મંગાવી લીધા.
ફર્માવ્યું તો ફર્યા તે પાછા, ને શાહ–
ગયો પોતે ગંગદેઝમા સંગ સેપાહ. ૨૫૯૦
કીધું ત્યાર લશકર ચુકાવી પગાર,
કીધો યાદ રબ નેકી પોંહચાડનાર.
ને બોલ્યો બદી જે કરી જાય છે,
ખુદાઇ સઝાથી દુઃખી થાય છે.
વરતતા ન તમ એકબી, આં શહર,
કે થાય દુઃખ કીડીનાબી તન ઉપર.
હવે જોયું ગંગદેઝમાં શાહે ગર,
તો આંખોના આંસુએ ઢંકાયો ચહર.
કે સર ધર્યું ઘોડેથી ઉતરી ઝમીન,
કીધી પાક દાદાર પર આફરીન.
કહયું એમ દાવર, ઓ ઇન્સાફી પાક,
છું બંદો હું ભર્યો દીલે ડર ને ધાક.
દીધાં દબદબો, બલ, મને રસ્મ રાહ,
પગો, હાથ હીંમત, નસીબ, ને સેપાહ.
કે જેથી કીલો મુજ પિદરને શહર–
દીઠો, ખાકથી જે ઉઠાવેલું સર.
તુરે પાક યઝદાંથી સ્યાવક્ષે ગર,
કીલો એમ ખેંચ્યો નિંચેથી ઉપર.
હતો ઝુલ્મી, હાથો ધર્યા ઝુલ્મ પર,
[1]તેને મારી, ઝખ્મી કીધાં કુલ જીગર. ૨૫૯૧
કરવા લાગી ઝારી કીલા પર સેપાહ,
બુંને સિયાવક્ષ, જે હતો બેગુનાહ.

૧–યાને સ્યાવક્ષને.

મુએ હાથ દુશમનને જે બેગુમાન,
એવું બીજ કીનાનું રોપ્યું જેહાન.
ખબર એમ પાંમ્યો જો અફ્રાસેયાબ,
કીધું પાર શાહ ગેતી જીતનારે આબ.
કે રાખ્યું એ સમજેલું છુપું મગર,
ન કોઈને કહયું, થઈ સિયાહ રાત અગર.
તજી તે જગે દાંનાઓને ગયો,
દુખી દીલે તનહાં તે ચાલતો થયો.
જો કયખુસરૂ આવ્યો તે ગંગમા અગર,
ખુંને ભર્યાં દીલે, ગમે ભર્યાં સર.
જોયો તે દીલ અફ્રોઝ બાગે બહેશ્ત,
જેના કયારા ગોયા ચેરાગે બહેશ્ત.
હરેક ખુણે ચશ્મા, ગુલાબો, નિહાન,
ઝમીં ફુલ ભરી, શાખો ખુલખુલી સ્થાન.
હરેક કોઈ કેહતા કે જગ્યા છે હયાં,
રહી શકયે ઝીંદગી સુધી શાદ જ્યાં.
હુકમ શાહા ચાલાકે દીધો તમામ,
સેપાહ તુર્કીના શાહને ધુંડવા મુદામ. ૨૫૯૨
કીધી શોધ જંગલ, ને બાગો મકાન,
લીધા ભોંમીઆ ચો તરફથી નિહાન.
શોધે શોધનારાઓ ગાંડા સમાન,
કદાચે મળે કોઈ જગ્યે નિશાન.
શીતાબીથી શોધવાને લાગા જેવાર,
મળ્યા તેઓમાંના ઘણાંએક તેવાર.
મુઆબી ઘણાં બેગુનાહ દરમેયાન,
મગર ઝુલ્મી શાહની મળી ના નિશાન.

રહયો એમ ગંગદેઝમાં શાહરયાર,
વરષ એક ખુશીમાં, લઈ મય પિનાર.
ઝમીં બેહસ્ત જેવી હતી દીલ પસંદ,
ચમન, બાગ, ઝાડો ફળોના, બુલંદ.
જવા ત્યાંથી શાહનું નહીં દીલ થાય,
ખુશી, ને ફતેહ, સંગ રહયો ગંગ મ્હાય.
તમામ પહલવાનો ઈરાંની સેપાહ,
ગયા જેઓ એક રોઝ નઝદીક શાહ.
જવા હયાંથી દીલ પાદશાહનું ન ચ્હાય,
ને શેહેરે ઈરાંનો નહીં ખ્યાલ થાય.
મગર જાણ કે શત્રુ અફ્રાસેયાબ,
ગયો છે કરી પાર દર્યાનું આબ. ૨૫૯૩
ને છે તખ્તે ગ્રઈફ઼ એવો કાઊસ શાહ,
ન જોહા, જલાલી, ન ગંજો, સેપાહ.
છે ગેતીના સરદારો લશ્કર તું સંગ,
છે બાહોશ સર્વે સુખનવર તું સંગ.
જો થઈ કીના ભર્યો ઈરાં તર્ફે જાય,
તો ઈરાં ઝમીં, કોણ નિગેહદાર થાય.
મેળવશે જો તે તખ્ત તાજો પૂરી,
તો ફોકટ જશે આંપણી રંજ ખરી.
કેહયું શાહે ઈરાંનીઓને તેવાર,
છે આં બોધ ફાયદા ભરેલો અપાર.
તેડયા સરદારો શેહેરમાંથી તેવાર,
બોલ્યો તેઓની રંજ માટે અપાર.
હતો જે કોઇ તેમા લાયક તમામ,
શાહરમાં ઈઝતમંદ ઝયાદા મુદામ.

સજ્યું શાહે તન તેનું સર્પાવે ખાસ,
તેડયો શાહે કીલ્લાના હાકેમને પાસ.
કહયું તેને ખુશ રેહેજે તું હયાં ઝરૂર,
સદા રેહેજે ૧શત્રુથી અંદેશે પૂર.
બખશ્યો જે સાંમન હતો તેની પાસ,
ઘોડાઓ, અને ગંજ સંઘરેલો ખાસ. ૨૫૯૪
શાહુર જેથી સારૂ તવંગર થયું,
તખત, તાજ, સાંકળ, મળી જો ગયું.

## કયખુસરૂનું ગંગદેઝથી સિયાવક્ષગેર્દ તરફ પાછું ફરવું.

તે વખતે, કે મરઘો બને છે બીદાર,
નગારાંના દર્ગાહુથી ઊઠયા પુકાર.
સફરની ઊતાવળી બનેલી સેપાહ,
ધર્યાં જેને મોંઢા બેયાબાંન રાહ.
હરેક મુલ્કના નામદારો તમામ,
ગયા સર્હારોબી હતા જે મુકામ.
ગયા લઈ ખોરાકીબી કેટલીક રાહ,
કે જેટલી તે ચાલે સેપાહને ને શાહ.
જતું જેબી રાહે તે લશ્કર હતું,
બઝાર ગોયા ખીણો, ને જંગલ, થતું.
થતું ના બખીલ કોઈ પર દીલ મુદામ,
શું કોહ, શું બેયાબાં, ઉતારાનું ધામ.
બુઝર્ગો જે હદયા નિસારોથી ખાસ,
કે આવતાં જેઓ સાંમાંબી, શાહા પાસ.

૧–અફ્રાસ્યાબથી.

તે જોતા આં ખુસરૂને જો સરફરાઝ.
તો થઈ પાસે ભેગા, ને કરતા નમાઝ.
દીધો તેમને સર્પાવ પોતાને ગંજ,
મગર દીધી સાથે સફરની ન રંજ. ૨૨૬૫.
આવ્યો ગેવ સાંમો. સેપાહ લઈ નિશાન,
તથા શેહેરી સર્દારો સંગ બેશુમાન.
નવાઝયો તેને શાહા ચાલાકે સખત,
બેસાડયો પિદરની રીતે તજ વખત.
હવે આવ્યો ખુસરૂ જો દર્યાની પાસ,
નિચે ઉતરી કીધી સહુની તપાસ.
એ હફતા ગયો થોભી દર્યા કીનાર.
કીધી ગેવ મળવાથી વાતો અપાર.
તે બોલ્યો, જેને જંગ જોયું ન આય.
તે ગેતીમાં રહેલો નકામો ગણાય.
ફરમાવ્યું તે કામે તૈયારી કીધી,
બે, પાણીમાં હોડી ઉતારી દીધી.
ને હોડી પુઠે કીશ્તિઓ એક હઝાર,
તે જળમાં ઊતારી ગયો શહરયાર.
હતા જે કોઇ કીશ્તિના જાણકાર,
જવા દર્યે ઊંડા બહાદુર અપાર.
ચઢાવ્યા સહો દીધું ફરમાન અગર,
અને ચાલ્યા દર્યા તે પાતાળ પર.
હતી સાલ એક આખે દર્યાની રાહ,
મગર થઈ હવા તેઝ તો સાત માહ. ૨૫૯૬
ગયા પાર પેલી, શાહા, લશકરી,
ન ડગલાની બાંહુળી હવાથી ફરી.

પુગો આવી ખુશ્કી તરફ શાહરયાર,
દીઠું મયેદાં કીશ્તિથી આવી બહાર.
મસાળયો ચહર ખાક પર આવી ખાસ,
નેયાયશ કીધી પાક યઝદાંન પાસ.
ખોરાકો, ને કપડાંઓ, દીધાં સુદામ,
સુકાંની, ખલાસી; હતા જે તમામ.
કહયું દેવા દીનારો, સરપાવો, ગંજ,
જેણે લીધી કીશ્તિ ઉપર ભારે રંજ.
લીધી પાણીથી રાહ પછી બેયાબાન,
બની તેને માટે અજબ સારી જેહાન.
આવ્યો રાહમાં અશકશ પડી જો ખબર,
સેપાહ સંગ, શાહને લેવા સર બ સર.
કે ઘોડેથી પ્યાદો બનીને ઝમીન,
ચુંમી, પાદશાહ પર કીધી આફરીન.
સજાવ્યું તે મકરાંન સારૂ શહર,
બોલાવી હરેક ગમથી રાંમેશગર.
તંબુરાની તાંણે, રાહો થઇ ચિકાર,
તબુર જાણે વાંણાં, હવા ગોયા તાર. ૨૫૯૭
ટાંગ્યા રેશમીની વાવટાઓ દીવાર.
પગો નિંચે શાકર દીરમના નિસાર.
હતા જે કે મકરાંનમાં અફસરો,
તથા નામદારો, અને બાહદરો.
તેઓ સાથે હદીઆ, અને લઇ નિસાર,
ગયા શાહ ફતેહમંદ પાસે તે વાર.
હતો ગંજ તે મુલ્કનો બેશુમાર,
કરી ભેગો અશકશે કીધો તૈયાર.

જોયું શાહે અશકશથી, રાખ્યુ હરેક,
ચુંટી કાઢયો તે નામદારોથી એક.
કીધો તેને સરદારે મકાં ઝમીન,
ને સર્પાવો દઇ બહુ કીધી આફરીન.
આવ્યો જ્યારે મકાંથી નઝદીક ચીન,
પોતે, ને દીલેરોબી, ઇરાં ઝમીન.
આવ્યો લેવાને રૂસતમે ઝાલે સામ,
ખુશી ભર્યા દીલે સેપાહ લઇ તમામ.
ને કયખુસરૂ જો આવ્યો દુરથી નઝર,
દીઠું છત્ર [1]અસવારે તે નામવર.
બની પ્યાદો ઘોડેથી કીધી નમાઝ,
બગલગીર થયો શાહા ગરદનફરાઝ. ૨૫૯૮
કહી સઉ અજાયેબી જોયલી જે આબ,
ને ગુમ થયેલો જાદુગર અફરાસેયાબ.
રહયો ચીન મહેમાન રૂસ્તમનો શાહ,
ગયો ચીન માચીનથી હફતાની બાદ.
ને ખાકાન, ફગ ફુરને, સોંપી રઝ્રીન,
કીધી જેથી શાહ પર ઘણી આફરીન.
દીધા તેને સર્પાવો, શિખો, મુદામ,
કીધાં ગમથી દુર જેના દીલો તમામ.
ગયો ત્યાંથી સ્યાવક્ષ ગર્દે જો બસ,
સપંદારમદ માહ, અશેશંગ દીવસ.
આવી લાગ્યો જ્યારે પિદરને શાહર,
બે ગાલોએ આંસુ, દીલે ખુંને તર.
જે જગ્યે કે ગર્સીવઝે બદ નિશાન,
ને જલ્લાદ ગોર્વીબી લાન્તી નિદાન.

૧–રૂસતમે. ૨–તેઓનો મુલ્ક.

કાપ્યું ખ્વારીથી શાહે ઇરનું સર,
આવ્યો પાદશાહ તે જગાની ઉપર.
તે સર પરથી નાંખી, સિયાહ તેને ખાક,
કીધું મોંહ, અને છાતી, પોતાની ચાક.
ચેહેરો રૂસતમે ભોંયે મસળી લીધો,
સિયાહ લાંનતે ગોર્વીનો જીવ કીધો. ૨૫૯૯
બોલ્યો એમ કયખુસરૂ ઓ શાહરયાર,
મને રાખ્યો ગેતીમાં તે યાદગાર.
ન રાખ્યું મેં બાકી કીના દરમેયાન,
ઉઠાવીશ રંજ, છે જહાં તક જેહાન.
છોડાવ્યું છે મેં તખ્તે અફ્રાસેયાબ,
હવેથી કરશ હું ન આરામ આબ.
એવીજ આંશે કે હાથ તેને ધરૂ,
ને જગ તેની સામે સિયાહ તંગ કરૂ.
ખઝાના તરફ તે પછી કીધું સર,
જે માંદરે કહેલો, પિદરથી અગર.
દીનારો દીધાં, ખોલી ગંજનો તે દર,
રહયો ખુશ બે હફતા સુધી તે શહર.
બસો ઠેળી રૂસતમને દીધાં દીનાર,
દીધી ગેવનેબી ચીઝો બેશુમાર.
જો નવદરના ગોસ્તહમે જાણ્યું કે શાહ,
આવ્યો છે પીદરના શહરની આં રાહ.
ગયો સાંમે લેવા સેપાહ સંગ ઝબર,
બુઝર્ગો ઇરાંથી લઇ નામેવર.
દીઠું દુરથી સર, અને તાજે શાહ,
તો ચાલ્યો તે પ્યાદો બની દુર રાહ. ૨૬૦૦

દ્વાઆઓ કીધી લશ્કરેઆ ઝબર,
તે ગેતીના ઇન્સાફી શાહની ઊપર.
કહ્યું ગોસ્તેહમને, થયો તે સવાર,
ગયો હાથમાં હાથ લઇ ખુશ અપાર.
કીધાં ત્યાંથી મોંહાં બહેશ્ત ગંગ ખાસ,
હતાં માનો પાન ફ્રઓજને શાહા પાસ.
વફા છે ગોયા એક શજર મેવાદાર,
ફળો જેને આવેચ નવાં વારવાર.
ધરાયા ન કોઇ ખાવે, પીવે, શિકાર,
શહરયારથી લઇને એકબી સવાર.
હતા તુરકીઓમાં જે કોઇ નામવર,
થયા બક્ષીશોથી તે હાજત વગર.
શું રોશન દીવસ, કે વેળા ખાણની,
ખબર કાઢતો તે અફ્રાસ્યાબની.
તેઓમાંથી દીધી ન કોઇયે નિશાન,
નહીં યાદ કરતું તેની કોઇ જેહાન.
શહા રાતે ધોઇ બદન સર શીતાબ,
ગયો દુર લઇ ઝંદ અવસ્તા કીતાબ.
તમામ રાત ગેતીના સાહેબ પાસ,
ઝમીને ધરી સર ને રહતોતો ખાસ. ૨૬૦૧
અને બોલ્યો કે બંદો આ નાતવાંન,
સદા રાખે છે દદેથી ભર્યો જાન.
રણો, મુલ્કો, પહાડો, બેયાબાંનો, આબ,
ખુંદી નાખ્યાં છે કાજે અફ્રાસેયાબ.
તું દાવરની રાહે તે ચાલતો નથી,
ને ગેતીમાં કોઇને નેહાલતો નથી.

તું જાંણેચ ન ચાલતો તે ઇન્સાફી રાહ,
ખુંનો સરના રેડયાં છે કંઇ બેગુનાહ.
ઉમીદ છે કે તું દાદગર એક ખુદાય,
તે મુઝીને ઘરવા થશે રહનુંમાય.
કે બંદો નલાયક હુંબી યાર છું,
મગર તારો યઝદાં પરસતાર છું.
નથી તેનું નામો નિશાં જગ મહીં,
જે મુંજથી છુપો રેહેશે, તુંજથી નહીં.
જો હોય તેનાથી શાદ તું દાદગર!
તો જંગથી ફેરવ મારૂ પાછું તું સર.
મારાં દીલથી કીનાનો આતશ બુજાવ,
તારી રાહ ઊપર મારી તું રાહા લાવ.
આવ્યો બંન્દગીની જગાએથી તખ્ત,
સર અફરાઝ તે જવાંન બેદાર બખ્ત. ૨૬૦૨
રહયો સાલ એક બહેસ્ત ગંગે જઇ,
લડાઇની જુમબેશે આસુદો થઇ.

## કયખુસરૂનું ઇરાન તરફ પાછું ફરવું અને તેનું પારસમાં કાઊસની નઝદીક જઇ પોહચવું.

રહયો ગંગમા વખ્ત લાંબો જેવાર,
તો થઇ ઇચ્છા કાઊસના જોવા દીદાર.
તો નવદરના ગોસ્તહમને સોંપી ઝમીન,
તે કેબ્ચાકથી લઇને દર્યાએ ચીન.
સેપાહ ગોસ્તેહમને દીધી બેશુમાર,
કહયું રેહેજે ખુશ દીલ, અને હોશીયાર.

ને હાથ રાખજે ચીન મક્રાં ઝમીન,
મોકળજે હરેકને પયામો નવીન.
અક્રાસ્યાબની કાઢજે તું નિશાન,
ન થાય જેથી ખાલી જહાં તક જેહાન.
પછી ગંજ હતો તે જગાની ઉપર,
શું દીનારો, કાપ્યા વિનાના ગોંહર.
કપુર, કસ્તુરી, ને સુંનેરી લગામ,
શું હારો, શું ઘોડા, તખત, ને ગુલામ.
શું ગાલીચા, કપડાંઓ ચીની રંગાન,
ને જે ચીઝો બનતી જે મક્રાં ઝમીન.
ભરી ગાડાં બઅેલોના ચબીશ હઝાર,
જે આગળથી શાહે ચલાવ્યાં અપાર. ૨૬૦૩
કહયું સોએ કે કોઇએ આગળ મગર,
નથી જોયો ગંજ એથી ઝયાદા ઝબર.
હતી ફઓજ એટલી કે પાહડો મેદાન,
સેપહ ચાલતી રાત દાહડો નિદાન.
સફર જયારે કરવા નિકળતો બાહાર,
તો મંઝીલો કરતો નવી નિત અપાર.
આવ્યો એ મીઆલે અગર શેહેરે ચાચ,
તો ટાગ્યું હાથી દાંતના તખ્તે, તાજ.
વધુ એક હફતો રહયો સુગ્દ ખાસ,
તલીમાંન, અને આવ્યો ખુઝાંન પાસ.
આવ્યો ત્યાંથી શેહેરે બુખારા મુકામ,
તો ઢંકઇ ઝમીન તેની ફઓજે તમામ.
રહયો હફતો ખાવું, ને આરામે, એક,
નવાં વસ્ત્રો પેહરી બીજે હફતે છેક.

બની ગમગીં વિટેલા દહાડાથી જેહ,
આવ્યો ઝારી કરતો તે આતશ કદેહ.
ફરીદુનના તુરે જે બાંધ્યુંતું ખાસ,
હતા ઘુંમ્બદો બી જેની આસપાસ.
સેતાયશ કીધી પાક યઝદાન પાસ,
સિયાહ ખાક પર મોંહ મસળ્યુંબી ખાસ. ૨૯૦૪
તથા મુબેદોને દીધાં ચાંદી ઝર,
નઝર કીધાં આંતશની સાંમે ગોંહર.
પછી ત્યાંથોબી પાછું ફેરવ્યું સર,
ગયો દીલની ઇચ્છાથી શાહ શાદતર.
આવ્યો બલખ જયહુન કરીને પસાર,
ખારૂ કડવું ગેતીનું ચાખી અપાર.
શહા બલખ અંદર રહયો એક માહ,
ધરી માહ બીજાની શુરૂએજ રાહ.
ને હર શેહેરે સરદારબી નામવર,
જતો રાખી લશ્કરથી નાંમી ઝબર.
હતાં તોરણો બાંધેલા રાહો રાહ,
જતાં જેજે જગ્યેથી શાહ ને સેપાહ.
આવ્યો ૧મર્વરૂદ, ૧તાલેકાનથી ઝરૂર,
બની વાંસળી, તંબુરે, ગેતી પૂર.
સજાવ્યું તેઓએ તે સારૂ શહર,
તંબુરાં, ને મયે, તેડી રાંમેશગર.
દીરંમ, સંગ કેસરનો, કરતાં નિસાર,
હરેક તર્ફથી કસ્તુરી ને દીનાર.
પછી ત્યાંથી રાહે "નિશાંપુર" શાહ,
આવ્યો હાથીઓ, લઇ ખઝાનો સેપાહ. ૨૯૦૫

૧-શહરોના નામ.

હતા દર્વીશો શેહેરમાં જે ઘણાક,
તથા મેહનતે જે મેળવતા ખોરાક.
દીરમ સઉને દીધાં ખઝાનેથી ખાસ,
કે થઇ પંચાવન કેળીઓની ખલાસ.
પછી ત્યાંથી આવ્યો તે [1]દામગાન ગામ,
વેર્યાં સારી રાહમાં ઝરો ને દીરમ.
રહયો ત્યાં એક હફતા સુધી શાહા ખાસ,
લીધી હાથી, ઘોડા, સેપાહની, તપાસ.
શુરૂ હફતે ચાહયું જવા રય મુંદામ,
વાગી વાંસળી, ચંગ, ખુશી, રાહ તમામ.
બે હફતા રહયો દાદ બક્ષીશે ખાસ,
ત્રીજે હફતે બગદાદનો કીધો કયાસ.
મોકલ્યા કંઇ રયથી સાંઢણી સવાર,
કે પારસમાં કાઉસની પાસે તેવાર.
ખબરથી એ, શાહ તાઝો દીલથી થયો,
ખુશીમા ગોયા તે [2]જુદોજ થઇ ગયો.
બીછાવ્યાં તે મેહેલોમાં સોનેરી તખ્ત,
સજયો સાજ ઘરમાંબી ચીની તે વખ્ત.
બાંધ્યાં તોરણો શેહેર; રસ્તે, મુદામ,
ગલીઓ, ને મોહલ્લા, બઝારે, તમામ. ૨૬૦૬
ગયા સામા સરદારો સૌ બેગુમાન,
ઇરાંની બુઝર્ગો, અને પહેલવાંન.
હતાં આંરકાં રાહો રાહ દરમેયાન,
મઢઇ સોના રેશમથી સારી જેહાન.
ભેળી કસ્તુરી ગોહરો સાથે એમ,
ને આર્કાએ ટાંગ્યાં પડે માથે તેમ.

૧–શહરનું નામ. ૨–યાને જવાન બની ગયો.

ઉમો શેહેરથી બાહાર કાઊસ જઇ,
મુંબારક કદમ નામદારોને લઇ.
જવાં શાહે જોયો બપાવાને દુર,
તો ડપટાવ્યો ઘોડાને તેઝીથી પુર.
નમન કીધું ઘોડેથી ઉતરી તેવાર,
દોઆ કીધી કાઊસે પાછી અપાર.
બગલગીરી કીધી તેઓ એક દીગર,
લીધા કંઇક બોસા મોંઢાં સર ઉપર.
રડયા તેઓ બંધે જણાંઓ અતી,
જે દુ:ખમાં કાઢી ઝીંદગી બહુ હતી.
દોઆઓ કીધી કયકાઉસે ઝબર,
કદમ નેક, નેક બખ્ત, શાહની ઉપર,
કહયું જેહાંન હોતી ના તારા સિવાય,
ન તાજે બુઝરગી, કે ના તખ્ત આય. ૨૬૦૭
નથી જોયો ખુરશીદે તું જેવો શાહ,
ન ઘોડો, ન બખ્તર, ન તખ્તો, કોલાહ.
કે જમશીદથી આવ્યો ફરીદુન, તક,
ન જોઇ શકયાં શાહ એવો ધર્તિ ફલક.
ન રંજ કોઇ વડીલે દીઠી એ સમાન,
ન ઝાહીર કે બાતીન દીઠું કંઈ જેહાન.
જો દોખમેથી સ્યાવક્ષ પાછો ફરે,
તો તુજ દબદબાની તે ઇચ્છા કરે.
ગયો તે તો તુજને મુબારક જહાન!
થજો ઝખમી તુજ શત્રુના દીલ ને જાન!
કહયું [1]શાહે આં સર્વે બખતે છે તુંજ,
બની ડાળ ફળરૂપ દરખ્તે છે તુંજ.

૧–કયખુસરૂએ.

ઞપાવો તું સમ ગેતીમાં જેનો ખાસ,
તેને માટે પત્થરેથી ઊગશે ઘાસ.
ચુંમ્યા દાંત હોટો ઞપાવાએ ગરૂ,
કે દીન રાત હોતાં ન મુજ તું વગર.
કે લઈ પોખરાજો, ને યાકુતો, ઝર,
કીધો એટલો નિસારણી શાહ ને સર.
કે જેથી કરી તખ્તે ગોંહર તણાં,
પગોથી ઢંકાયા નિસારે ઘણાં. ૨૬૦૮
કીધો હુકમ મજલીસ ભરવા તેવાર,
બીજાં અયવાંને ખાણું કરવા તૈયાર.
કે બેઠા તેઓ બાગમાં ઝરનેગાર,
વઝનદાર, દાંનાઓ, સંગ શહરયાર.
અજાયેબી જે જોઇ તે શાહે કહી,
સુની કોઇએ ના, આંખે જોયલી નહી.
કીધી વાતો દર્યા, ને [1]ગંગની ઝરૂર,
કીધા લબ દીલેરોના ચર્ચાએ પૂર.
કહયું મયદાં, વન, ખુશ શહરના, ઘણાં,
ચેરાગો જેવા બાગો, ખેતર, તણાં.
અજબ બન્યો કાગિસ સુની જો લીધું,
તેના કામથી તોલ તેનું કીધું.
કહયું કે નવા રોઝ છે માહ નવા,
નવી તારી વાતે અરે શાહ નવા!
દીઠો શાહ ન તું જેવો કોઇએ જહાન,
સમજ્યું ન કાંને કદી આં બયાન.
નવું આપણે જો કીધું એવું બખ્ત,
તો મયે પીજ્યે ખુસરૂની યાદે આં વખ્ત.

૧–ગંગદેઝની.

સજ્યો ઝરનેગાર બાગને તે શીતાબ,
લાવ્યા લાલ હોઠોના સાકી શરાબ. ૨૬૦૯
કયકાઉસના અયવાનમાં હફતા એક,
થયા મોજા દારૂની જામોના છેક.
દીવસ આઠમે શાહે દર ગંજનો–
ખોલી, ચાહયો બદલો દેવા રંજનો.
બુઝર્ગો હતા જે તેની સંગમાં,
ખુશી, ગમ, ને મહફીલમા, જંગમાં.
કીધા ત્યાર સર્પાવો દર્જા સમાન,
મંગાવ્યા હતા કીંમ્તી જે ગંજ મ્યાન.
ગયા પોતપોતાને મુલક તેઓ હર,
સરઅફરાઝ લઈ ફ્યેઆજમી નામવર.
પછી લાગ્યો લશ્કરનાં કામે અપાર,
વરષનો દીધો શાહે ગંજથી પગાર.
પછી બેઠો તે ૧અંજુમનના વગર,
બપાવો, સલાહકારો, સંગ તાજવર.
કહે ખુસરૂ એમ, પાસે કાઉસ શાહ,
સિવા દાદગર શોધીએ કોણુથી રાહ?
વરષ એક દર્યા, ને કોહ, બેયાબાન,
રખડયા દુ:ખી દીલ સેપાહ સંગ નિહાન.
બેયાબાનો, દર્યાઓ, પાહડો, ને આબ,
નહીં જોઈ નિશાંનીએ અફ્રાસેયાબ. ૨૬૧૦
જો એક વખત તે ગંગમાં આવશે,
સેપાહ હર તરફથી તુરત લાવશે.
અતી રંજ સખતીઓ સામે થશે,
મદદ ચાહે એટલી ખુદાની હશે.

૧–ખાનગીમાં.

બપાવાએ સમજી નબીરાનું બ્યાન,
શિખામણ કીધી ઝેક લાયક નિદાન.
કહયું આપણે બંધે બેસીને [1]અસ્પ,
જાઇયે બંદગી માટે [2]આઝરગોશસ્પ.
હવે ધોઇયે સર, તન, પગો; સાથ દસ્ત,
ઘટે જેમ મર્દોને યઝદાં પરસ્ત.
કર્યે આબીની ગેતીના રબની પાસ,
ભણયે ગણગણી માંગી મુરાદો ખાસ.
કર્યે સામે આતશ ઉભા રહી નેયાસ,
કદી પાક રબ રહનુમા થાયે ખાસ.
જગા જે કીધી [3]તેણે આરામગાહ,
બતાવશે, બતાવનારો ઇન્સાફ, રાહ.
થયા બંધે મળતા એ વાતો ઉપર,
હઠયો એકબી ના એ રાહથી મગર.
હવા સમ તેઓ બંધે બેસીને અસ્પ,
ગયા દોડી દરવાજે આઝરગોશસ્પ. ૨૬૧૧
ગયા તેઓ પહેરીને કપડાં સુફેદ,
એકક દીલે ડર ભર્યા, ને પુર ઉમેદ.
જોયો જયારે આતશ, રડયા ઝારઝાર.
ગોયા તેજ આતશે બળ્યા અપાર.
કીધી ઝારી, રડયા, બે શાહો ત્યાં ખાસ,
તે ખુરશીદ, અને માહના ખાવીંદ પાસ.
કીધો યાદ ત્યાં ગેતીનો દાદગર,
ને ગોહરબી વર્સાવ્યાં મુબેદો પર.
રહયો ધોઇ આંસુંથી ખુસરૂ ચહર,
દીનારો વધાવ્યાં અવસ્તા ઊગર.

1—ઘોડા. 2—એ નામનું આતશ બેહેરામ. 3—અકારયાબે.

રહ્યા હુક્તો યઝદાંની સનમુખ મસ્ત,
ન જાણતો તેઓને તું આતશ પરસ્ત.
કે આતશ હતો તે વેળાએ [1]મેહરાબ,
પુંજારીઓ આંખોને કરતા પુર આબ.
વધ્યા ચાહે આગળ વિચારો ઝબર,
ન ચાલે તોબી પાકં યઝદાં વગર.
માહા એક સુધી [2]આઝરઆબાદગાન-
રહ્યા શાહો, ને બીજા [3]આઝાદગાન.

## અફ્રાસિયાબનું પહાડના ગુફામાં પનાહ પકડવું અને તેનું હોમ નામના ફરીદુનની અવલાદથી ઊતરેલા શખ્સના હાથમાં સપડાવું.

હવે એમ બન્યું કે અફ્રાસેયાબ,
હરેક ગમ ભટકતો વિના ખાવું ખાબ. ૨૬૧૨
ન જીવને નચિન્તાઈ, તનને આરામ,
સદા બીહતો આફતના ડરથી તમામ.
ધાર્યું શોધવા એવી જગ્યા જહાંન,
કે રહે જેથી સુખમાં, ને આરામે જાંન.
દીઠો ગુફો એક "બર્દઅ" પાસે અગર,
જે ગેતીથી છુપ્યો હતો કોહને સર.
ન જોઈ [4]બાઝેબી જે પર ઉડવાની હાંમ,
નિંચે સિંહના પગ, કે ન ડુક્કરના ધાંમ.
હતો પાણી પાસે, ને શેહેરોથી દૂર,
ગુફો કહે અફ્રાસ્યાબનો તે જરૂર.

૧–ઝાબ્સો. ૨–આતશ કદેહનું મકાંન. ૩–અમીરો. ૪–શીકારી પક્ષી.

ગયો શાહા લાચારે તે કોહો પાસ.
દીઠો દુર વસ્તીથી જો એમ ખાસ.
રહયો લઈ ખોરાકી ત્યાં ઉવથી ડરી.
જગા એક ઊંચી તે ગુફે કરી.
રહયો એમ ગુફામાં તે કંઈક વખત.
ખુને દીલ ભરી. કામે પસ્તાઈ સખત.
સરઅફ્રાઝોના દીલ કરે ખુંના સખત,
નથી રેહેતા તે તખ્ત પર ઝાઝો વખ્ત.
એવા પાદશાહ જે કે માલીકે તખત,
સિતારે તણો નેંક શાહ નેંક બખત. ૨૬૧૩
ગયો ખુંની, તો શત્રુ ઊઠયો ઝબુન,
ભલો તે શાહા, જોય ન શાહોના ખુન.
હતો એક તે વખતમાં નેંક હકીમ,
શિખાંમણનો સાહેબ ફ્રીદુ તુખમ.
કયાંની દબદબા, ખોરેહનો, પાક, નર.
હતી કુશ્તી તે કયાંની શાહની કમર.
હતો કોહ તેની બંદગીનું ધામ પુર.
હતો જે ખુશાળી. ને વસ્તીથી દુર.
હતું નામ હોમ નામવરનું તે યાદ,
ઝમીં મુલ્કથી દુર હતો પાક ઝાદ.
હતો ગાર એક કોહની ઊંચઈએ પુર,
જે ૨પાસે હતો. પણ તે વસ્તીથી દુર.
ગયો એક દહાડો તે કોહની ઊપર,
એબાદત તે દાવરની કરવા અગર.
હતો બંદગીમાં હોમ જો કોહ પર,
કે નઝદીક તે ગેતીના દાદગર.

૧–આદમી. ૨–અફ્રાસ્યાબના ગુફાની પાસેજ.

હુતો ઉન તે પેહેરનારો બંદગી મેયાન,
પડ્યો ગારથી શોર ઝારીનો કાન.
સુની ઝારીનો શોર તે તુર્ત ખાસ,
શીતાબીથી આવ્યો પેલા ગાર પાસ. ૨૬૧૪
ખોલ્યા કાન રડવાના શોરે શીતાબ,
જે કરતો રૂદન દીલથી અફ્રાસીયાબ.
બોલ્યો કે ઓ સહુથી સરસ કીર્દેગાર,
છે મુજ દીલના ભેદે તું વાકેફ અપાર.
કીધાં છે અગર બહુ સિયાહ મેં કરમ,
કીધા રંજીદાબી તને, અકલે કમ.
તોબી તારો બંદો હું છું પુર ગુનાહ,
ને આવ્યો છું લાચારે તારી પનાહ,
મને કર તું બક્ષીશ તખ્તો, કોલાહ,
ફરી પાછાં દે મુજને ગંજો, સેપાહ.
ન તો જાંનથી કર જુદું મારૂ તન,
નથી તાજ, ગંજો, નથી અનજુમન.
નથી ચાહતો હું એવી ઝીંદગી, ને રંજ,
ન મુલ્કો, ન દેશો, ન તાજો, ન ગંજ.
રે! હાય, દેશો. મુલ્કો, ઝમીં, સર બ સર.
રે! હાય, કુલ ખઝાનો, ને ગોહર. ને ઝર.
રે! હાય, તાજ. [1]ગજદંતના તખતગાહ,
રે! હાય, હારો, સાંકળ, ને ઝરરીન કોલાહ.
રે! હાય ભારી ગુર્ઝો, ને તેગો તમામ,
રે! હાય તે સવારો ફેરવતા લગામ. ૨૬૧૫
રે! હાય મુજ બેરાદર, રે! હાય પીસર,
ઝમાનાથી શું આવ્યું આં મારે સર?

1–હાથી દાંતોના.

બોલ્યો ઝારી કરતો તે અફરાસેયાબ,
પોતાનેજ મન બે ભરી આંખે આબ.
કે રહ તું એ સરદાર, એ નામવર!
બુઝર્ગો, ને નામીઓમાં નામી હર!
તુરાં ચીન તુંજ તાબા નિંચે તમામ.
હુકમ તારો ચાલુ હતો હર મુકામ.
તે રાખે છે હાથ હીસ્સામાં એક ગાર.
છે કયાં મર્દો તે જંગીઓ નામદાર?
છે કયાં સઘળા ગંજો, ને મરદી વરી?
છે કયાં અકલ, કઉવત, અને બાહદરી?
છે કયાં તે બુઝર્ગી, ને તખતો, કોલાહ?
છે કયાં તે ઝમીં, મુલ્ક, ભારે સેપાહ?
છે કયાં છાતી, બાઝુ. ને તીરે, કમાન?
હવે તે નથી તુંજ નસીબ દરમેયાન.
છે કયાં યાકુતોની ઝળકતી મોહર?
જેનો હુકમ ગેતીના બે ભાગ પર.
છે કયાં રાત દીન હુમ્લો કરવા વરી?
ને ગોઠવણુબી હુમ્લાઓની લશકરી? ૨૬૧૯
છે કયાં દાના તુજ પાસ ઊભ રેહનાર?
હતા કામે હર રાહા બતલાવનાર?
છે કયાં તુજ બનાવેલા મેહેલો બુલંદ?
હતા જે પનાહ દેતા વખ્તે ૧ગઝંદ?
છે કયાં દરવાજાએ મુબેદોની હાર?
ને સાથી મુબેદોનાબી નામદાર?
છે કયાં મર્દે મર્દાં દીલેરો તે બસ?
મદદ, પાસે રહેતા જે જંગને દીવસ?

૧-આફત

કે હાલ સાંકડા આં ગુફાને ધરેચ?
ને પત્થરના કીલ્લામાં નાસ્તો ફરેચ?
સમજયો જો હોસે તે તુરકી પુકાર,
જગાથી ઉડી છોડી બંદગી તેવાર.
અને બોલ્યો કે આં રૂદન વખતે બાબ,
નહીં હોય સિવા ગોરે અફરાસિયાબ.
થયો એજ નક્કી જો દીલમાં વિચાર,
શોધ્યો કેટલી વારે [1]દરે સિયાહ ગાર.
અને જોયો ગાર અંદર અફરાસિયાબ,
જગા જેમાં કીધીતી આરામો બાબ.
આવ્યો ગોયા તે મસ્ત શેરે બબર.
ખોલી ઊનના કપડાંથી જંગી કમર. ૨૬૧૭
ને કુશ્તી તરીકે જે બાંધતો કમંદ,
જેથી રેહતો રબની પનાહમાં બુલંદ.
ઉતર્યો ધરી હાથમાં તેને ગાર,
ઉડયો શાહ, જો પાસે તે આવ્યો જેવાર.
ઘણીવાર બાઝયા તેઓ બેઊ ઝબર,
નિંચે હોમે નાંખ્યો શેવટ સર બ સર.
ફેંકયો ખ્વારીથી ભોંયે હોમે અગર,
પડયો કે તુરત બાંધી બાઝુ ઝબર.
ચાલ્યો ખેંચી, પુઠે ઘસડતો નિદાન,
તો મુશકીલે ચાલ્યો દીવાંના સમાન.
છે વાજબી, અજબ થાય જો આં ઉપર,
જે કોઈ કે ગેતીમાં હોય તાજવર.
ન કરવું ઘટે નેકનામી વગર,
જોઈયે ફરવું હરવું રેહેવું શાદતર.

૧-દર્વાઝો.

સુખો લાડ એટલાં, પછીથી તમામ,
ખઝાનો, ને લશ્કર, ને કીર્તિ, દમામ.
ધર્યો ગાર ગેતીમા એક તેણે હાલ.
ખબર શું તે ગોફ્તા બલાની છે ઝાલ?

## હોમના હાથમાંથી અફ્રાસિયાબનું નાસી જવું.

હોમે બાંધી બાજુ તે શાહની જેવાર.
જતો લઈ તેને તે જગાથી તેવાર. ૨૬૧૮
કહયું રાખનાર અય મરદ બ્હીક ધાક,
પુંજારી, પિછાનનાર યઝદાંને પાક.
શું માંગે છે મુજથી, હું તો આં જેહાન?
હું બેઠો છુપઈ ગાર ઊંડા મેયાન.
વેપારી છું એક મર્દ, દુઃખ્યોખી હું,
ગયો પૈસો, ગમ દર્દમાં જેથી છું.
ધર્યો છે જેથી ગાર તંગ મારે સર,
હું બેઠેલો એમ સોગ ગમમાં ઝબર.
કહયું હોમે આં કંઈ નથી તુજ મકાન,
તારાં નામે ચકચારે પુર છે જહાન.
કોણે માર્યો ભઈ શાહે ગેતી મેયાન?
થયો તેઝ કોણ પાક રબથી નિશાન?
શું તે અગ્રીરસ, નવદરે નામદાર?
ને સ્યાવક્ષ, જે કયાંનીઓથી યાદગાર?
માર્યા. તો ન દીન આજનો આવ્યો યાદ?
ન તું જેવો શા હોતો કોઇ બેદાદ!

ન રેડ શાહોના સરના ખુનો અપાર,
ન નાસ્વું પડે તખ્તથી ઊંડે ગાર.
અફ્રાસ્યાબે આં વાત સમજી અગર,
ઉડયો હોશ સરથી ગોયા સર બ સર. ૨૬૧૯
તો કહે, એખતા ગેતીમાં તું મગર!
કોણે ગણુશે? અય મર્તબા ભર્યા નર!
ફર્યું માંથે એમજ બુલંદ આસમાન,
આવ્યાં મુજથી ઝાહેર ગમો દર્દ ઝયાન.
ન હુકમે ખુદા કોઇ છટકતો અગર,
જો તોડતાબી હોય ગર્દને શેરેનર.
દયા કર તું મુજ પર હું લાચાર છું,
સીતમ જો કે સઉ પર હું કરનાર છુ.
નબીરો ફરીદુનનો હું થાંઉ છું,
કમંદના તું ગાંઠે કપઇ જાંઉ છું.
જવા માંગે કયાં ખ્વારીથી બાંધી બસ?
નથી રબનો ડર કયાંમતને દીવસ?
કહે હોમ, બુરા અરે બદ ખયાલ!
રહયો તારો લાંબો નથી વખ્ત હાલ.
સુખન તારા છે ગોયા બાગોનું ઘાસ,
છે તુંજ મોત કયખુસરૂને હાથ ખાસ.
પીગળ્યો દીલે હોમ તે હાલ પર,
ને કીધી કમંદ કયાંની ઢીલી મગર.
તો ધાર્યું તેણે આં પરહેઝગાર નર,
દયા કીધી મુજ શાહના રડવા ઊપર. ૨૬૨૦
તો ખાઇ પેંચ પોતે ને છુટી ગયો,
કુદી દર્યા અંદર અને ગુમ થયો.

થયું એમ કે ગોદર્ઝે કેશવાદગાન,
જતો ગેવ સંગ લઇને ૧આઝાદગાન.
જતો દોડી તેજીથી નઝદીક શાહ,
કીધી દુર શાહથી તે દયેં નિગાહ.
જો ગુદર્ઝે લીધું નદી તર્ફ જોઇ,
કે કરતું હતું યાદ યઝદાંની કોઈ.
નઝર હોમ આવ્યો જે લઈને કમંદ,
પુકારતો નદી પર ગોયા અર્ઝમંદ.
સિયાહ રંગ દીઠો પાણીનોબી અતી,
અજણ આખો જોઇ પાક નરની થતી.
બોલ્યો દીલથી આં મર્દ પરહેઝગાર,
નદી કાંઠે હોશે પકડતો શિકાર.
હશે ધર્યું મચ્છીની ઝાલે મગર,
ઓચંબામા હોશે જેને જોઇ ઝબર.
કહયું જેથી અય મર્દ પરહેઝગાર!
શું છે ભેદ તારો તે કર આશકાર?
શું દર્યાના પાણીમાં જોતો હશે?
કદાચે મેલું તન તું ધોતો હશે! ૨૬૨૧
કહયું હોમે કે અય સરઅફ્રાઝ નર!
બનેલાં આં કામે ઝરા કર નઝર.
રહુંચ આ બુલંદ પાહાડ પર હું ઝરૂર,
જગા છે જે બંદગીની, વસ્તીથી દૂર.
સિયાહ રાતે દાદાર સનમુખ અગર,
હતો યાદે યઝદાનમાં રાત ભર.
પછી જે વખત મુર્ગ મારેચ પુકાર,
પડયો સાદ રડવાનો કાને તેવાર.

૧-અમીરો.

તુરત ધાયું રોશન દીલે ધ્યાનથી,
દીનાની ઉખેડશ હું જડ જેહાનથી.
રૂદન એવું માતમ ભર્યું વખ્તે ખાણ,
કરે ના કોઇ, સિવા અફ્રાસેયાબ.
ઉઠી જોયો મેં પાહાડ ગોફો અગર,
દીઠો નામવરના આં ગોફાનો દર.
તો પડયો હતો ગોફામા સુમ બખ્ત,
હતો કરતો ઝારી, લીધે તાજ તખ્ત.
જતાં ગારમાં, કુદી ઉઠયો તે વખ્ત,
ગોયા બાંધ્યા બે પગો પત્થરે સખ્ત.
બાંધ્યા હાથ કુશીએ પત્થર મીસાલ,
એવા કે જમ્યું હાથે બે લોહી લાલ. ૨૬૨૨
દોડાવી તેને લાવ્યો કોહથી નિદાન,
પોકારતો ને રડતો તે ઓરત સમાન.
કસમથી, ને ઝારી, રૂદનથી, બુલંદ,
કીધો તેનો મેં સેજ ઢીલો જો બંદ.
મુજ હાથે છટકયો છે આં સ્થાંન પર,
જેને છુટવે ઝખ્મી છે જાંનો જીગર.
છુપોચ આંય ખુનજસ્ત નદી દરમેયાન,
કહયો ભેદ તુને હતો જે નિદાન.
જો સાંભળ્યું ગુદર્ઝે આં દાસતાન,
તો યાદ આવ્યું [1]બાસતાનનું સૌ બયાન.
ગયો પુર અંદેશે આતશબેહરામ,
જેવો મર્દ ઘભરાઇ ગયેલો તમામ.
કે આતશની અવ્વલ નેયાયશ કીધી,
ને ગેતીના રબની સેતાયશ કીધી.

૧-આગળના લોકોની અગમચેતીતું.

પર્વારી ને ખોદ્યો છુપો ભેદ ખાસ,
કહુયો સર્વે જોયલો ૧પેલા શાહો પાસ.
તુરત બેઠા શાહો ઘોડા પર નિદાન,
ચાલ્યા છોડી આઝરગોશસ્પ મકાન.
પુર અંદેશ થઇ ગેતીનો શાહા ખાસ,
અને તુર્ત આવ્યો પેલા હોમ પાસ. ૨૬૨૩

## હોમનું કાઊસ આગળ અફ્રાસિયાબનુ બયાન જાહેર કરવું.

દીઠાં હોમે શાહોના તાજોના સર,
દોઆઓ કીધી વાજબી તે ઉપર.
તેંમજ શાહોએબી દોઆ તે ઉપર,
કીધી દાદગરની તરફથી ઝગર.
કહે હોમને એમ કાઊસ શાહ;
છે શુકે તે દાવર, કે જેથી પનાહ!
જોયો મર્દ યઝદાંપરસ્તી ચહર,
ઝબરદસ્ત, દાંના, ઝોરાવર ઝબર.
પરહેઝગાર તે હોમબી એમ કહે!
કે તુજ મુલક ઇન્સાફે આબાદ રહે!
મુબાર થજો દીન જવાં તાજવર!
થજો તારા શતરૂના ઝખ્મી જીગર!
હતો કરતો બંદગી હું કોહ પર તેવાર,
જે વખ્તે કે ગંગદેઝ જતો શહરયાર.
દોઆ એજ ચાહતો કે તે દાદગરે,
એનાથીજ કરે ગેતી રોશન ઝબર.

૧-કયકાઊસ તથા કયખુસરૂ.

ફર્યો એ તો હું શાદ હસ્તો થયો,
ખુદા પાસ બંદગી હું કરતો રહયો.
મુબારક સરૂશે એકાએક રાત,
કીધી ખુલ્લી મુજ પાસે બાતીનની વાત. ૨૬૨૪
આવ્યો શોર તે ગાર ઊંડા મેયાન,
તે સમજી ને ધર્યા તે આવાઝે કાન.
કે કરતો હતો કોઈ રૂદન તખ્ત કાજ,
મુલક, લશકરો, રાજ્ય, ને કાજ તાજ.
શિખરથી હું આવ્યો તે તંગ ગાર પાસ,
કમંદ લીધી કુશતીની મેં હાથ ખાસ.
જોઈ ખાંધ, સરખી અફ્રાસ્યાબનું,
મકાં જ્યાં હતું આરામો ખાબનું.
કમંદ ગાંઠે બાંધ્યો તેને ગોયા સંગ,
ખેંચી કાઢયો લાચાર ગોફાથી તંગ.
રહયો મારા બાંધેલા ગાંઠોથી સખ્ત,
કહયું રડતાં મુજને કે ઓ નેક બખ્ત!
ઝરા કર તું તારો ઢીલો બંદ આય,
કીધું તેમ, તો છુટી ગયો પાણી મ્હાય.
છુપાયો છે તે પાણી દરમ્યાનમાં,
પગો જેના કાપવા ઘટે જેહાનમાં.
ફલક જો ફરી ચાહશે ધરવા અગર,
ઉછળશે લોહી ગરસીવઝની મહર.
હુકમ દે અગર પાદશાહ તું બુલંદ,
તો નાંખી પગે તેના ભાઈને બંદ. ૨૬૨૫
અને લાવે, ગર્દને ગાઊનું ચરમ,
સિવીલે, કે થાય ઝોર શક્તિબી કમ.

અફ્રાસ્યાબ સાંભળશે તેનો પુકાર,
તુરત આવશે પાણીના દર્યાથી બાહાર.

હુકમ શાહી નોંકરોને દીધા દઈ,
આવ્યા તેગો ને ઢાલ ૧ગીલાંની લઈ.

ને સુમ ગર્સીવઝને તેઓ લઈ ગયા.
ઝમીં મુલ્કે ફેસાદો જેથીજ થયા.

કેહવાથી દરોગાએ ખેંચ્યો બહાર,
૨ફાયો શર્મનો પેર્દો મુંખથી અપાર.

સીવ્યું ગર્દને ચર્મ ગઉનું તદન,
ન રહી શક્તિ કે ઝોર તેને બદન.

કે માફીબી ચાહી, ચીરાયું જો ચામ,
મદદ માંગી ગેતીના રબની તમામ.

અફ્રાસ્યાબે સાંભળ્યો જો તે પુકાર,
તો પાણીના દર્યાથી આવ્યો બહાર.

પગો હાથથી તે તરીને અતી,
આવ્યો ત્યાં કે જ્યાં પગથીઓખી હતી.

ઝર્મીને સુની સાદ ભાઈનો તે,
કઝાથીબી લાગ્યુ ખુરૂ, જોયું જે. ૨૬૨૬

તેને જોયો ગર્સીવઝે મ્હાયે આબ,
બે આંખો ભરી ખુને દીલ ૩પુર શીતાબ.

પુકાર્યો કે અય ગેતીના શાહરયાર!
ઓ તાજે અમીરો, સરે નામદાર!

છે કયાં રસ્મ તારી, અને રીત, રાહ?
છે કયાં શાહી સર, તાજો, ગંજો, સેપાહ?

છે કયાં તુંજ કમીગાહ, કમાનો, કમંદ?
જેથી કરતો જાદુગરો, દેવા, બંદ?

૧-ગીલાંન શેહેરની. ૨-શરમ રાખી નહીં. ૩-તેઝી ભર્યું.

છે કયાં તુંજ સવારી, હડી, ને મેદાન?
સિફ્ત તુંજ રમતની થતી બેશુમાન?
છે કયાં તુજ શબીહુનો, ગોયા કે શેર?
કે વિકાળ શેરોને કરતો તું ઝેર?
છે કયાં ઝોરે બાઝુ, ને ડાહપણ મુદામ?
છે કયાં તુંજ વફાદાર, બુઝરૂગ તમામ?
છે કયાં જંગના હથીઆર, દમામો, ને નામ?
છે કયાં બઝમના તારા કદમો, ને જામ?
કે હમણાં ગરઝ આવી દર્યાની ખાસ,
આવ્યો બદ સિતારો એવો તારી પાસ.

## અફ્રાસિયાબનું પકડાવું અને કયખુસરૂના હાથ ઊપર તેનું તથા ગર્સીવઝનું માર્યું જવું.

કે રડયો એ સમજીને અફરાસેયાબ,
અને નાખ્યાં લોહીના આસુઓ આબ. ૨૬૨૭
જવાબ એ દીધો ગેતીની આસપાસ,
છુપોબી ને ઝાહેરબી ફર્યો છું ખાસ.
બદીઓની બક્ષેશે છુટવા, મગર,
બુરાંથીબી બુરૂ આવેચ મારે સર.
છે મુજ ઝીન્દગાંની હવે તુચ્છ સમાન,
છે તું મારે ગમથી ભર્યો મારો જાન.
નબીરે ફરીદુંન પશંગનો પીસર,
ફર્યો એમ મગરમચ્છને ફંદે ઝબર.
હતી વાતે બેહુ સર્દારોની ઝબાન,
હતો શોધમાં પેલા ૧આબેદનો જાન.

૧–હોમનો.

દીઠો તેને ચઝદાં પરસ્તે જેવાર,
રડી ઝારી કરતો સમજ્યો પુકાર.
આવ્યો એક ટાપુની રાહે તેવાર,
થોડે દુરથી તેને જોયો જેવાર.
તો કંમરથી છોડીને કયાંની કમંદ.
આવ્યો વાંકો વાંકો ગોયા સિંહ બુલંદ.
ને નાંખી તે ગુછળું વળેલી કમંદ,
તો સપડાયું સર પાદશાહનું તે બંદ.
દર્યાથી ખોઆરીએ ખેંચ્યો મેદાન,
બની જવાર કુલ તેની ઝીંદગી નિદાન. ૨૯૨૮
તેને સોંપી શાહોને, ચાલી ગયો,
ગોયા તે હવાનોજ સાથી થયો.
આવ્યો તેઝ તલવાર લઈ ૧તાજવર,
ઊછળતાં દીસે, ને કીને ભર્યાં સર,
તો બોલ્યો તે કમ અકલ અફ્રાસેયાબ,
છે તેજ આં દિવસ, કે મે જોયોતો ખાબ.
ફર્યું આંસમાં મુજ ઉપર ઝાજે વખ્ત,
ચીર્યો ભેદી પર્દો જેણે હાલ સખ્ત.
પછી મોટે બોલ્યો ઓ બદ કીનેવર!
કહે કાં, મમાવાને મારેચ મગર?
દીધો જવાબ એવો, ઓ બદકાર નર!
છે લાઅનત, ને ઠપકાને, લાયક ઝબર!
અવલ કહું, તુંએ કીધું ભાઈનું ખુન,
બદી જેણે કોઇથી ન કીધી જબુન.
બીજું નામવર નવદરે શહરયાર,
હતો શાહા એરચથી એક યાદગાર.

૧—કયખુસરૂ.

તેને માર્યો ગરદન તેં તલ્વારે તેઝ.
ઉઠાવી કેવી ગેતીમાં [1]રસ્તખેઝ.
ત્રીજું એ કે સ્યાવક્ષ જેવો સવાર,
નહીં જોશે ગેતીમાં કોઈ યાદગાર. ૨૬૨૯
તેના સરને કાપ્યું ગોયા ગોસફંદ,
ગણ્યો તેં પોતાને ફલકથી બુલંદ.
કીધો કાં તુંએ મુજ પિદરને તબાહ?
ખુદાં આજ દીન પર કીધી ના નિગાહ?
બદી પર તું દોડયો ખુદાઓ મીસાલ,
તો બદ મળશે બદલો બદીનોબી હાલ.
તો બોલ્યો, અરે શાહ થવાનું થયું!
હવે તારૂ કેહેવું, સમજવું રહયું!
મગર ચેહેરો તુંજ માનો એકવાર હું,
કે જોઉ, પછી બોલ જે ચાહે તું.
તો [2]રબોલ્યો, છે માંદરની ખાહેશ અગર,
વિચારી લે, પાડી શું રંજ મારે સર?
પિદર બે ખતા, હું હતો ગર્ભસ્થાંન,
શું તેટલે પડી રંજ તું પર જહાંન?
કે સર શાહનું કાપ્યું તુંએ, જેથી તાજ–
અને, તખ્ત રડતાં થયાં જેને આજ.
ચાહે કયેદ આસાંન મુજથી અગર,
કરેચ કોંણ બંધ આગ તેઝી મગર?
ભયંકર વરૂ વ્યાળ પકડીને જાય,
ને જો રાખે જીવતું, ન બાહદર ગણાય. ૨૬૩૦
દેલાવર ધરે શેર જંગલની મ્હાય,
વધુ રાખે જીવતો, ન લાયક ગણાય.

૧–કયાંમત. ૨–ખુસરૂ.

દયા કરશે તે સિંહી જખ્મી ઊપર,
તો સિંહ તેજ તેને પટકશે ઝબર.
હવે તો છે રબથી સઝાનો દીવસ,
બદીનો બદ [1]એવઝ ખુદા દે છે બસ.
મારી તેગ હિંન્દીએ ગરદન સખત,
ને નાખ્યું સિયાહ ખાકમા તન સખત.
ખુને લાલ થઇ દાઢી, ચેહેરો, સુફેદ,
થયો ભાઇબી ગેતીથી નાઉમેદ.
તેનું તખ્ત શાહી તે ખાલી થયું,
ભલા દીનનું શેવટબી આવી ગયું.
બુરાં કામે આવી બદી તન ઊપર,
કુંચી શોધ બુરઇના બંદની પીસર!
શું શોધેચ? તું જાણેચ? બુરાં કામે ગર,
બદીજ આવે છે અંતે બદકારો પર.
જે હોય પાદશાહ ઇઝદી ઓરેહમંદ,
તેનો તો છે ગુસ્સોજ કયેદખાનું બંદ.
ખુંની તે બને છે તો જોએચ ગઝંદ.
ને પામે છે બદલો ફલકથી બુલંદ. ૨૬૩૧
કેહયું તુન્દ બેહુશમને મોબેદે શુ?
કે ખુન બેગુનાહોના કરતો નાં તું.
જો ચાહતો તુ હોય કે રેહે તાજ અમર,
તો રેહેતો ના શાંન્ત નેક ખ્યાલો વગર.
કેહયું તાજે માથાંને શું? કર નઝર,
અકલ હોજો તુંજ ભેજાં સાથે ઓ સર!
સમાવાથી આવ્યો ગર્સીવઝની પાસ,
જેનું દીલ ફરેબી, ઝરદ ગાલો ખાસ.

[1]—બદલો.

ગયા ખેંચી લઇ દારોગા પાસથી,
બુરા વખ્ત સંગ, ભારી બંદ ખાસથી.
હતા સંગ જલ્લાદો, ને ચોકીબાન,
ઘટે જેમ બંદ મર્દને, તે સમાન.
આવ્યો ખુસરૂ પાસે, તો દર્દે ઝબર,
કે વર્સાવ્યું ખુંન, તે સિયાહ મોંહ ઉપર.
તો બોલી તે શાહે ઇરાંને ઝબાન,
ને કીધું પેલી તરત, ખંજરનું, બ્યાન.
ફરીદુંનનો તુર સલ્મ ખુંનીનું ગર,
ને એરચનું, દાનાવ જે નામવર.
ફૂર્માવ્યું તો જલ્લાદ શમશીર લઈ,
આવ્યો ખેંચી દીલથી તે ક્રોધે ભરઈ. ૨૬૩૨
બે કટકા કીધા નાંમવરની કમર,
કીધાં ડર ભર્યાંબી સેપાહના જીગર.
ને ટુકડાઓ ફેંકી દીધા પાહાડ સમ,
હતાં ટોળાં દુર ઉભેલાં ચારોગમ.
તેના ઝુલ્મની વાત કરતોતો શાહ,
ને કરતો તે બેઉ મુએલા પર નિગાહ.
ફર્માવ્યું માહિતગારોનેબી તદન,
કે ધોઈ ખાક ખુંન ભર્યું શાહનું બદન.
ચીની રેશમી કપડે ઢાકે તદન,
ને એવાંજ રેશમી પેહરાવે કફન.
મુકે તેના દોખ્માંમા સોંનેરી તખ્ત,
મુકે તાજ અંબરનું માંથે તે વખ્ત.
સુવાડે પછી તેને તે કીંમતી તખ્ત,
રડે બહુ તેપર જેનુંબી સુમ બખ્ત.

કીનો લીધો જે પર [૧]તે જંગીનું તન,
ગયા કટકા લઈ બે, તલાંવે તદન.
કહે ખુસરૂ કીનો રહયા લઇ તદન,
કીધી શાંત દીલમાના દુઃખની અગન.
દયાનો વખત છે મમાવા ઊપર,
છે આરામનો મુજ વખતબી મગર. ૨૬૩૩
નવી રસ્મ જોઇયે ચલાવવી તમામ,
નવાઝવા ઘટે કયદીઓ હર મુકામ.
ખુનીતો મમાવોજ હતો મારો એ,
મુવો તે, તો આં લોક શું કરનાર છે?

(અત્રે ફીરદોસી કહે છે)

બદી કરતો ના, જોશો અંજામ બદ,
બદીથી થશે ગેતીમાં નામ બદ.
નઝર કર કે ફરતું ફ્લક તેઝ આય,
નથી રાખતું ભેદ સુખ, દુઃખ, સિવાય.
આં જગમાં રહે રાખી દહશત, ને ધાક,
ને કરજે નેયાયશબી યઝદાંને પાક.
તેનાથીજ ફતેહમંદી, બદબખ્તી, છે.
તેનાંથીજ સુખ, રંજ, અને સખ્તી, છે.
મુરાદ શાહે પાંમી ખુદાથી તમામ,
આવ્યો તુર્ત દર્યાથી આતશબેહુરામ.
કીધું આતશ ઊપર ઘણું ઝર નિસાર,
ભણી ગણગણીને નેયાયશ અપાર.
ઉભા તેઓ એક રોઝ એક રાત ખાસ,
કે ગેતીના રહનુમાં દાવરની પાસ.

૧-ગર્સીવઝનું.

અઝાન્ચી કયખુસરૂનો આવ્યો ઝરસ્પ,
તો બક્ષીશ કીધો ગંજ ૧આઝરગોશસ્પ. ૨૬૩૪
દીધા મુંએદોને પોશાકો અપાર,
દીરમ, ને દીનારો, ચીઝો, બેશુમાર.
શાહરમાં જે દર્વીશો, લાચાર, હતા,
ને મેહનત કરી જેઓ ખાનાર હતા.
તે પરબી કીધો ગંજ બક્ષીશ નિદાંન,
કીધી દાદ, ખએરાતે, જીવતી જહાંન.
પછી બેઠો તે કયાંની તખ્તે બુલંદ,
ને દરબાર ખોલી કીધા હોટો બંદ.
લખ્યાં નામાઓબી તેણે મુલ્ક હર,
હરેક અફસરો, નામદારો, ઉપર.
ગયાં નામા ખાવરથી તે બાખતર,
હતા જ્યાં હરેક સરદારો નામવર.
બદીથી તે અઝદાહની, ગેતી ઝબર,
છુટી, ખુસરૂની શમ્શીરે સર બ સર.
કુવતથી તે યઝદાંને ફીરૂઝગર,
ન આરામ કીધો, ન છોડી કમર.
કીધી હર બદીથી જો ગેતીને પાક,
કીધી સારી જગને વગર બ્હીક ધાક.
થયું જીવતું સ્યાવક્ષનું ગો રવાંન,
બની તેને તાબે તમામ આ જહાંન. ૨૬૩૫
પછી બોલ્યો તે ગેતીનો શાહરયાર!
મુબારક ઓ સરદારો, ને નામદાર!
ઝનો, બચ્ચાં, જાઓ લઈ શેહેર બાહાર,
કરો મયેદાં ખાવું, ખુશાળી, અપાર.

૧–આતશખેહરામને.

તથા બખ્શી કુલ ચીઝો દરવીશોને,
નફર, માણસોને, અને ખીશોને.
પરવારી એ કામે, ખુશીમા ¹રહયા,
શાહી તુખ્મ પહલવાંનો ચાલતા થયા.
હતા તુખ્મથી જે કોઈ કે ઝરસ્પ,
આવ્યા મેહેલમાં તેઓ આઝરગોસ્પ.
શાહા કયકાઉસ સંગ ચાળીશ દીંન,
રહયા મય, તંબુરા, ખુશાળીમાં, લીંન.
ફલક પર પ્રકાશ્યો નવો ચાંદ એમ,
નવા શાહના સરના ઝરી તાજ જેમ.
ધર્યાં મોંહ બુઝર્ગોએ પારસ શાહર,
ને રાહત લીધી જંગ, ઝગડે, ઝબર.
જતાં રાહે જે, આવતાં શેહેર ખાસ,
થતું અંજુમન ભેગું ત્યાં શાહા પાસ.
ને બોલતો ડેળીઓના મોંહ શાહરયાર,
તવંગર થતા મર્દ પરહેઝગાર. ૨૬૩૬



૧–બધે શાહો.

# કયખુસરૂ.

## કયખુસરૂની પાદશાહી સાઠ વર્ષ હતી કયકાઊસનું મરણ અને કયખુસરૂનું તખ્ત નશીન થવું.

હવે પામ્યો પુરસદ જો કાઊસ ખાસ,
કહ્યો ભેદ સઉ દીલનો યઝદાંની પાસ.
કહ્યું અયે ઝમાનાથી ઝયાદા સરસ,
છે હર નેકીનો તું શિખવનારો બસ.
તુંથીજ પામ્યો છું મર્તબો, ખોરેહ, બખ્ત,
બુઝર્ગી, ને મર્દી, ને તાજો, ને તખ્ત.
કીધો કોઈને મુજ સમ નહીં બખતથી,
બુલંદ નામથી, ગંજથી, તખ્તથી.
તુંથી ચાહયું એવું, કે એક નામવર,
કીનામાં સિયાવક્ષના બાંધે કમર.
દીઠો ગેતીમાં મુજ નબીરો નિશાન,
ગણ્યો જેણે મુજ કીનો પોતા સમાન.
ખુરેહ, દબદબાનો, શાહા અકલમંદ,
વધેચ ગેતીના શાહોથી જે બુલંદ.
વિટયાં સાલ જો દોઢસો મુજ ઉપર,
કપુર બન્યું, કસ્તુરી બાલોનું સર.

૧સરવ લાડ ભર્યું થયુ જેમ કમાંન,
નથી ડર, જો આવે કઝા બેગુમાંન.
થયો ના વધુ વખ્ત એપર પસાર,
રહયું નામ તેનું આં જગ આશકાર. ૨૬૩૭
આવ્યો તખ્તથી કયખુસરૂ તાજવર,
તેના ગમમા બેઠો સિયાહ ખાક પર.
ઇરાંનીઓમાં જે હતા નામદાર,
ગયા ચાલી પયદળ, બની ગમગુસાર.
સિયાહ ને બલુ વસ્ત્ર પેહરી તમામ,
બે હફતા રહયા શાહના સોગે મુદામ.
મહલ તેના હાડકાંઓ માટે બુલંદ-
કીધો, જેની ઊંચાઇબી દસ કમંદ.
તેની બાદ લાવ્યા શાહી પેશકાર,
રૂમી વસ્ત્ર રેશમના, કાળાં ચિતાર.
બિછાવ્યાં કપુર, કસ્તુરી, ને અગર,
લપેટયું જેમાં સુકકું તન સર બ સર.
ને મુકયું હાથીદાંતના તખ્ત પર,
કપુર, કસ્તુરીનું, ધર્યું તાજ સર.
ફર્યો તખ્ત પામેથી ખુસરૂ અગર,
૨દરે ખાબગાહ બંધ કીધો ઝબર.
દીઠો કયકાઊસને ન કોઇએ ફરી,
કીના, જંગથી, જેણે રાહત ધરી.
એવીજ રાહ રસમની છે ફાંની જહાન,
ઊઠાવ રંજ ના, રેહેશે ના જાવીદાન. ૨૬૩૮
ન છુટશે કઝા હાથ દાંના નિદાન,
ન ટોપો, ને બખ્તરોના, પહલવાન.

૧-સરવના ઝાડ જેવું બદન. ૨-આરામગાહનો દરવાઝો.

અગર હોઇએ શાહા, ભીખારી કે રંક,
મગર ઇંટ ટકયો, બિછાંનુ છે ખાક.
રહે ખુશ મુરાદોને પાંમી તમામ,
મુરાદ આવી બર, તો મેળવ નેંકનામ.
છે કુલ કામોના જગમાં દરવાઝા ગર,
કઝાનો છે, દરવાઝો ન્યારો મગર.
ઊમર બારસોનીબી થાય અગર,
નથી તુજ જગો સિયાહ મટ્ટી વગર.
એમજ જાણ જગ તારી શત્રુ યકીન,
કફન તારૂ છે ઘોર, બિસ્તર ઝમીન.
રહયો શાહ વડીલ સોગે ચાળીશ દીવસ,
થયો દૂર ખુશી, તાજો, તખ્તોથી, બસ.
ને બેઠો દીન એકતાળીશે તખ્ત પર,
દીલ અફરોઝ ધર્યું પેલું તાજ સર.
થયાં ભેગાં દરગાહે શાહ લશકરો,
ઝરીન કોલાહના બુઝરગો, અફસરો.
ખુશાળીથી કીધી દોઆ તે ઊપર,
વધાવ્યાં તેના તાજ પરબી ગોંહર! ૨૬૩૯
ફેલઇ ગેતીમાં કુલ ખુશાળી ઝબર,
કે તખ્તેનશીં બન્યો ફીરૂઝગર.

## કયખુસરૂનું જેહનને કયેદમાંથી છોડવવું અને તેને તુરાનની પાદશાહી આપવી.



કહયું એમ, જેહન પીસ્ત્રે અફરાસેયાબ—
ને, લાવે ઇઝત આબરૂથી શીતાબ.

ગયા ત્યાંથી ફૂરમાંન બરદારો ખાસ,
અને આવી લાગ્યા તે જેહનની પાસ.
દીઠો કયેદ પડયો જેહનને અગર,
વગર રંજે તોડયા તેના બંદ ઝબર.
પછી લાવ્યા તે મર્દને શાહા પાસ,
કે આવ્યો તે દરગાહે નામીમાં ખાસ.
પડી જો તેની પાદશાહ પર ચશમ,
તો ચુંમી ઝમીં તેણે લાચારો સમ.
જો પુછ્યો તે નેકોના શાહની કણે,
૧ખુંની મોજા દીલથી પુગા પાપણે.
ઉભો શાહ કણે તે હતો રડતો છેક,
જે નામી હતો નેક વિચારોનો એક.
દીઠી એવી ખુસરૂએ માયા જેવાર,
૨દર્દ હાયે ખેંચી જીગરથી તેવાર.
હતો હીસ્સો લોહીનો માંદરથી હાલ,
ઊછળ્યો, થયો આંતશી ચેહેરો લાલ.
પછી પાડયાં રતેંણબી ચેહેરાથી આબ,
કીધો યાદ બહુ શાહા અફરાસીયાબ.
ન ધોતે જો ખુનમાં તે હાથો પ્રથમ,
ને સાચવતે દીનની જો રાહો રસમ.
ખુંને લાલ કરતે ન દઢી સુફેદ,
થતે ના ઝમીં મુલ્કથી નાઊમેદ.
હુંબી રેહેતે પાસે મીસાલે પીસર,
બોલાવતે નહીં હું તેને શાહ વગર.
ઝમાનો એવી રીતે છે બદ મગર,
ફળો જેના અઝદાહ, ને પાંનો ઝહર.

૧–યાને દીલમાંથી આંસુના મોજા પાપણ સુધી પુગા. ૨–ખુસરૂએ.

સુની એવું હોટોથી શાહના, જેહન,
નચિંન્ત જીવે બન્યો આં જગથી તદન.
બુઝર્ગોને લાયક દોઆ બહુ કીધી,
રેહાઇ તેને કયેદથી જો દીધી.
રહો જાવેદાં, સાથે તાજો, ને તખ્ત,
સદા હર જગે રહો ફતેહમંદ બખ્ત.
છે ગેતીના શાહો તારા તાબેદાર,
તારીજ તાબેદારીથી છે નામદાર.
હવે તારી દરગાહનો છું હું નફર,
હોવશ જ્યાંબી, ત્યાં તારાં ફરમાનો પર. ૨૬૪૧
ભરશ નાં હું તારા હુકમ વિન કદમ,
ફરશ ના, તું દેશે જેબી કંઇ હુકમ.
કહયું એમ તેંણે, તો ઊઠીઓબી શાહ,
બેસાડયો સીધા હાથ પર તખ્ત ગાહ.
કહયું લાગે છે ઝીન્દગી તુને કેમ?
ધડો કુલ હશે જોયો [1]મુરશદથી એમ.
લે આરામ, ફળ બખ્તના ચાખ તું,
તુને દેવા ચાહુચ તખત તાજ હું.
દરેક મુલ્કે તુરાં તને આપુ હાલ,
ફકત તુખ્મે તુરમાં, છું તું પર ખુશાલ.
પશંગનો નબીરો, ફરીદુન તુખમ,
ન થાય એવું, સર ફેરવે તું ન્યાય ગમ.
મને નાતું લોહીનું, મોહોબ્બત છે તુજ,
ન થાય એવું, ભુલે તું નસીહતો મુજ.
સમજજે તું આં તુચ્છ ગેતી ઝબર,
ફેરવતો ના દાંનઇથી ઇન્સાફે સર.

૧–યાને ધડો દેનારા ઝમાનાથી.

જો સર દાદથી તું ફેરવશે અગર,
તો કાપશ પિદરની મીસાલે હું સર.
બદી કરવાથી છોડી બાપે જહાંન,
ગયો દમમાં અઝદાહના, દોઝખ મેયાંન. ૨૬૪૨
ધરી દેવોની રાહ, રસમબી, યકીન,
તથા છોડી યઝદાંને, તુચ્છાકરી દીન.
માર્યો એગુનાહ જો સિયાવક્ષ જેવાર,
ધર્યો તેને મેં યુક્તિઓથી તેવાર.
મારી રાહ, રસમ, મર્દીથી, સર બ સર,
કીનો મારો તેપર લીધો મેં ઝબર.
મીસાલે ૧ચકાવ તેનું કાપ્યું મેં સર,
પડયો ખાકમાં ઝોર, શકિત વગર.
ખુને લાલ થઇ દાઢી, બાલો સુફેદ,
ગયો જગથી નાચાર, ને નાઉમેદ.
રડયું કોઇ ઘણું ના તેના પર મુદામ,
હતાં બદ જો તેના રીવાજો, ને કામ.
પેલા ઝુલ્મગારોબી ઝોહાક, તૂર,
કહું છું ખુંનીઓજ હતા તે ઝરૂર.
માર્યો જંમ કીનાથી ઝોહાકે યકીન,
બીજું, તુરે માર્યો ઇરચ પાક દીન.
ખુદા તર્ફ જો, કે બે શાહોને દસ્ત,
શું વિટયું તેઓ પર લડઈગાહમાં સખ્ત?
ફરીદુંને પહલવાંની ફેંકી કમંદ,
દીલેરીથી, યઝદાંના બળથી, બુલંદ. ૨૬૪૩
ધર્યો તે સીતમગાર ઝોહાકને,
નિંચે તખ્તથી નાંખ્યો નાપાકને.

૧–એ નામનું પક્ષી.

ને ફેંકયો તેને ગાર, ખેંચી ઝબર,
મુકયો ૧પાહાડ એક ઊંધે મસ્તક ઉપર.
છુટા તેના દુઃખથી પરેઝગારો આમ,
આવ્યો અંત જંગનો, વખતનો, તમામ.
વળી જો મિનોચેહેરેથી, દાદગર,
કે એરચના કીનામાં બાંધી કમર.
ગયો ચીન, નિકળી ઇરાંથી મગર,
દીલે ગુસ્સા ભર્યો, કીને ભર્યું સર.
ફતેહમંદ યઝદાંના બળથી ઝબર,
સીતમગાર તુરનું કીધું જુદું સર.
છે યઝદાંના એવાંજ ફરમાનો, રાહ,
કે જે કોઈ કાપે છે સર બેગુનાહ.
તેનું સર બીજા કાપે બેખોફો ધાક,
ને સોંપે તે નાપાક દીલનાને ખાક.
તું જોજે તેમાનો તુંબી હોય ન બસ,
જણાયો નથી જેનો કોઈ ૨દાદરસ.
દીધો જેહને જવાબ ફ્રેઓરન તેવાર,
કે અય ગેતીના દાદગર શાહરયાર! ૨૬૪૪
હું બાંધીશ તારા હુકમ ઉપર કમર,
ધરશ ખાક પર તખ્ત પાસે હું સર.
કમી છું હું તારા ગુલાંમોથી સખ્ત,
નથી તાજો કોલાહ, નથી મારૂ તખ્ત.
મોકળશે ઝમીંને તુરાં મુજને ખાસ,
કરશ તારે માટે દોઆ રબની પાસ.
હરેક સાલ ચોથઈ હું દેવશ તુરત–
તું પાસે, હશે જેટલી શકિત, કુવત.

૧–પાહાડ જેવો પત્થર. ૨–ફરીયાદે પોંહચનારો.

થોડે થોડે વખ્તે હું બાંધી કમર-
આવી, જોઇશ દીદારે તું તાજવર.
ચુંમશ હું ઝમીં, પાસે તુજ તખ્તની,
દોઆ તુજ કરશ તખ્તની બખ્તની.
અબીર, ને અગર, મુશ્ક, લાવીશ નિસાર,
ઝમીં ચીની કપડાથી ઢાંકીશ અપાર.
હવે રાખે છે એક ખાહેશ નફર,
બુલંદ આય દરબારમાં નામવર.
કે ફરઝંદો મારાં, ઝનાનો મુદામ,
તથા બેહેનો મારી, ને ખેસી તમામ.
મને બક્ષ, કે જાઊ લઇને તુરાંન,
જો મુજ માંગણી ઠીક લાગે નિદાંન. ૨૬૪૫
તેની વાતો શાહે જો સમજી શીતાબ,
દીધો તેની મરઝી મુજબનો જવાબ.
ફર્માવ્યું તો મુનશીબી આવ્યો તે પાસ,
અબીર, કસ્તુરી, કાગઝો, લાવ્યો ખાસ.
લખ્યો શાહી પરવાંનો કપડે નિદાન,
કે કયાંની રસમ, શાહી રીતો સમાન.
ફરીદુંને, તુરને દીધું જેમ તુરાંન,
આપી તેમ કહયું, એથી ઝયાદા નિદાન-
ન ચાહતો તુજ હીસ્સો આં જગમાં મુદામ,
દુઃખી, રંકોને, દાદ દેજે તમામ.
કહયું તુર્ત શાહે ખઝાનચીની પાસ,
જા લાવ તાજશાહી, ને સરપાવ ખાસ.
લાવ્યો તાજ કયાંની ખઝાનચી સરસ,
પોશાક, સાંથે સરદારો લાયક રખસ.

ફર્માવ્યું જેથી તાજ મુકયું તે સર,
છુટો રંજે, શાહથી થયો શાદતર.
તેમજ તેની બેહેનો, ને બેસી, તમામ,
હતાં જે કે આધીન તેને મુદામ.
રવાંના કીધાં ગેતીના શાહે ખાસ,
ખુશાળી ભર્યાં તુર્ત જેહનની પાસ. ૨૬૪૬
ખઝાનોબી લાયકનો હરએક જણ,
સજાવેલાં તાજો, ને સરપાવો પણ—
મોકળ્યાં, કહયું જાઓ જલ્દી મુદામ,
જેહન સંગ ખુશીથી પોતાને મુકામ.
આવ્યો મુનશી, ફરમાવ્યું જલ્દી અગર,
ને લખ્યું એક નામુંબી કપડાં ઊપર.
જે નવદરના ગોસ્તેહમ ઊપર નિદાંન,
કે આવે તે ઇઝઝત ભરેલો ઇરાંન.
દીએ સોંપી જેહનને મુલ્કો તમામ,
કરે ઢીલ ના, થોભે ના કોઈ મુકામ.
સુરગ બાંગ દેતી વખત બાંમદાદ,
નગારાંના ઉઠયા જેહન દવાર નાદ.
થયો સ્વાર ઘોડે, ને ચાલ્યો તુરાંન,
ખુશી ભર્યો કુલ રાહામાં શાદમાંન.
પુગો જે વેળા શેહેરે તુરાંન ગમ,
ચુંટી કાઢયો કાસીદબી નેંક કદમ.
કહયું તેને જા ગોસ્તેહમ પાસે હાલ,
તેની પાસે કહે આંપણો કુલ હેવાલ.
સમજયા એ કાસીદે [1]શાહથી સુખન,
તો રાહ કાપી ગોયા કે ફુંકતો પવન. ૨૬૪૭

૧–યાને જેહનથી.

પુગો ગોસ્તેહમ પાસ તે નેક ચલન,
કહયું આવ્યો છે શાહ કણેથી જેહન.
ખબર એવી થઇ ગોસ્તેહમને જેવાર,
ગયો લેવા જેહનને રાહમાં તેવાર.
સજયું સારૂ તુરાં શહરને શીતાબ,
બોલાવ્યા ગવઇયા, તંબુરા, શરાબ.
જેહન આવ્યો પોતાના શેહેરે નિદાન,
તો શાહો કદીમના રેવાજો સમાન.
ટાંગ્યા વાવટા રેશમી ચારોગમ,
વધાવ્યાં ગલી મોહલ્લાઓથી દીરમ.
અફ્રાસ્યાબના તખ્તે બેઠો તેવાર,
થયાં સર ઉંધેલાંના ઉંચથી બીદાર.
બે હફ્તા રહયો ગોસ્તેહમથી ખુશાલ,
દીધો તેને સરપાવ, બીસીયાર માલ.
પછી ગંજની ખુલ્લી બારી કીધી,
ને ગોસ્તમને મોકળવા ત્યારી કીધી.
કહયું ગોસ્તેહમને તે સોંપી તમામ,
કે રે! હોશ, અકલ, ભર્યા જંગી મુદામ.
તું જા લઇ આં કુલ હદયો તે શાહા પાસ,
ને કેહેજે કે ગેતી પનાહ રબથી ખાસ. ૨૬૪૮
તું શાહ છે, અમો તારા બંદા તમામ,
હરેક જગ્યે તારા છીએ અમ ગુલામ.
દોઆ દઇ કબુલ્યું તે ગોસ્તેહમે,
કે રેહેજે મુરાદ ભર્યો, ખુશ, હર સમે.
ગુઝારી મઝા મઓજમાં રાત ખાસ,
૧તરાઝી ઊભી પુતળીઓ તેઓ પાસ.

૧-તરાઝ શેહેરની રામેશગરો.

સેપાહ ખેંચી બાંમદાદે આસ્માંન પર,
લપેટી સિયાહ રાતે દાંમન અગર.
થયો જીન ઊપર સ્વાર ૧શાહ નવદરી,
રીતે શાહોની, જોઈ નેંક ૨અખતરી.
તુરાંથી તે શેહેરે ઇરાં તર્ફે ખાસ,
આવી લાગ્યો બાહદુરોના શાહા પાસ.
પડી પહલવાંનોને તેની ખબર,
થયા ત્યાર સાંમા લેવા જલ્દતર.
ગયો તુસ જંગીઓ સાથે તેવાર,
દીઠું જો દીલેરોએ સર તાજદાર.
નિચે તુસ ઊતરી, ગયો તેની પાસ,
બગલમાં ધરી લીધા બોસાઓ ખાસ.
બીજા પહલવાંનો, ને બાહદુરો ખાસ,
ગયા એજ રીતે તેઓ તેની પાસ. ૨૬૪૯
પછી બેઠા ઘોડે તે સઉ પહલવાન,
અને ચાલ્યા આઝરગોશસ્પ સમાન.
પુગો ગોસ્તેહમ અફસરો સંગ શહર,
જો ગેતીના શાહની તે દરગાહ ઉપર.
દીલેરોની સંગ આવ્યો દરગાહે ખાસ,
બની પ્યાદો દોડયો તે દરગાહા પાસ.
પડી શાહના ચેહેરા ઉપર જો નિગાહ,
તો ચુંમી ઝમીન, પાસ તે તખ્તગાહ.
દીઠો ખુશ ખુશાળી ભર્યો શાહે જ્યાર,
તો રાખ્યો બગલમાં ધરી ઝાજો વાર.
પછી શાહે બેસાડયો બી તખ્ત પર,
પુછી ફઓજે તુરાં, જેહનની ખબર.

૧-નવદરી ખાંન્દાંનનો શાહઝાદો ગોસ્તેહમ. ૨-સીતારાની નેક ચાલ.

કહયું જવાબમાં તેણે અય શહરયાર!
જેહનથી દોઆ, ને છે હદયો અપાર.
ન પલ તેની એક યાદ તારી વગર,
હુકમ પર કમર બંદ બાંધેચ કમર.
કહયું તુર્ત બાવરચીને અય જવાંન!
કે લાવ ખાનું, ને જામ ભર મેહમાંન.
થયા ખાઈ ખાનું જો ફારેગ શીતાબ,
સજાવ્યા ગવઈયા, તંબુરા, શરાબ.
સારી રાત વાંસળીઓ, તંબુરા, લઈ,
બેઠા સરવે, ખુસરૂને આંશિષો દઈ.
દેખાડયું જો મોંહ ખુરશીદે ઝરનિગાર,
આકાશે ધોયો ગેતીનો અંધકાર.
તો આવીને ગોસ્તેહમે ગંજ ઘણો-
ગોઠવ્યો, જે મોકળેલો જેહન તણો.
અને લાવ્યો તે ગેતીના શાહા પાસ,
ને જોયો જો ખુસરૂએ તે સર્વ ખાસ.
દીધો કુલ ઈરાંનીને બક્ષી નિદાંન,
પછી તખ્તે બેઠો તે શાહે જહાંન.
થયાં સાઠ તેના વરષ એમ પસાર,
બની કુલ જહાં શાહ તણી તાબેદાર.



## કયખુસરૂનું આ જેહાનમાંથી પોતાનું દીલ ઊઠાવી લેવું અને બીજા લોકોને માટે પોતાની દરબારનાં દરવાજાઓ બંધ કરવા અને તેનું યઝદાનની નઝદીક નેયાયશ કરવું.

પુર અન્દીશ શાહનો થયો કીમ્તી જાંન,
જોઈ રબની શકિત, ને કામો નિદાંન.
કહયું મુલ્ક આબાદ છે હર મુકામ,
કે હિંન્દ, ચીનથી, રૂમ, તકનો તમામ.
ને પશ્ચિમથી પુર્વે સુધીનો તમામ,
શું કોહ, દર્યા, ધર્તિ, બેયાબાં, મુદામ.
કીધાં પાક મેં સરવે દુશમનથી સખ્ત,
છે મુજનાજ હુકમો, ને મોટઈનું તખ્ત. ૨૬૫૧
બની ગેતી બદકારોથી ડર વગર,
ગુઝર્યા છે બહુ દીન મારાં સર ઉપર.
મુરાદોબી થઈ મુજ ખુદાથી કબુલ,
તેમજ દીલ દોડાવ્યું કીના તર્ફે કુલ.
ન થાય એવું, જીવ મુજ ગરૂરી કરે,
ને બદ ખ્યાલો, શયેતાંની કીનો ધરે.
તો ઝોહાક, જંમ, જેવો બદ હું કેહવાઉ,
યા તુર અને સલલમનો સાથી હું થાઉ.
છું એક ગમથી બુન્યાદે કાઉસ અગર,
કીનો, ગર્વ ભર્યાં, તુરાંથી દીગર.
કાઉસ યા અફ્રાસ્યાબ સમ જાદુગર,
જે કંઈ જોતો સ્વપને ન બુરઈ વગર.

એકાએક બનું રબ તરફ નાસીપાસ.
ને રોશન આં જીવ નાખુ દહેશતમાં ખાસ.
જશે મુજથી યઝદાંનુ ખોરેહ ઝબર,
જો આવીશ હું જુદુઈ, ને મુર્ખઈ ઉપર.
સિયાહ રાહ પછી કરવી પડશે ગુઝર,
ને પડશે મારૂ ખાકમાં તાજ, સર.
ઝમાનામા રેહેશે મારૂ નામ બદ,
ખુદા પાસે આવશે સરનજામ બદ. ૨૬૫૨
તબાહ મારા ચેહેરાનું ખોરેહ થશે.
સડી ખાકમાં હાડકાંઓ જશે.
હુનર ગુમ થશે, તે બદલ નાસીપાસ.
સિયાહ જીવ થશે પેલી દુન્યાંમા ખાસ.
બીજોજ લેશે મુજ તાજને, તખતને,
પગો નિચે લાવશે મારાં બખ્તને.
બુરૂ રહી જશે નામ મુજ યાદગાર,
ગુલાબો થશે ભારી રંજોના, ખાર.
હવે કીનો લીધો પિદરનો જેવાર,
ને ગેતી સજી ખુબીઓથી અપાર.
મેં માર્યો તેને, જેને મારવો હતો,
હતો મુર્ખ, યઝદાંનો શત્રુ થતો.
ન આબાદો, વિરાં, જગા કોઈ ગમ,
ન ચાલતો હોય જ્યાં તેગનો મુજ હુકમ.
બુઝર્ગો છે ગેતીના, મારા નફર.
ચાહે તાજ, યા તખ્તના હો મગર.
શુકર રબના, જેણે દીધો મરતબો,
સેતારાની ચાલે કુવત, દબદબો.

દીસે એજ ઠીક, શોધી રસ્તો હું ખાસ,
અને જાઊં ઈઝઝતે યઝદાંની પાસ. ૨૬૫૩
ભલાઈમાં ચુપચુપ હવે તો મગર,
ફરીશ્તો ફતેહમંદ જગનો અગર.
કે જીવ જાએ લઈ મુજ, અશોને મુકામ,
જશે આં તખત, તાજ, કયાંની તમામ.
ન પાંમશે વધુ એથી કોઈ નામ [1]કામ,
બુઝર્ગી, ભલાઈ, ને અયેશો, આરામ.
જોયા ભેદ જગના, સમજ્યા દરેક,
શું ઝાહેર, શું છુપા, શુ બદકાર, નેક.
શું હોય કોઈ ખેડુત, યા તાજદાર,
થવુંચ અંતમા મોંત પરથી પસાર.
કહયું શાહે દરબારી ચોપદાર પાસ,
જેબી કોઈ આવે આં દરબારે ખાસ.
તેને વાળજે વાતોથી કુલ નરમ,
કરી સઉથી નરમી, થતો ના ગરમ.
કહી વાત એટલી તુરત બાગ પાસ,
આવ્યો રડતો, ખોલી કમરબંદ ખાસ.
ધોયું સર, ને તન, કાજે બંદગી તલબ,
અકલના ચેરાગે ધુંડી રાહે રબ.
પછી પેહેર્યાં વસ્ત્ર, નવાં ને સુફીદ,
ચાલ્યો બંદગી કરતો દીલે પુર ઊમીદ. ૨૬૫૪
ખુશાલ આવ્યો બંદગીની જગ્યાએ ખાસ,
કહયો ભેદ છુપો ખુદા પાક પાસ.
કહયું, પાક જીવથીબી અય પાક તું!
સરજનારો આતીશ, હવા, ખાક, તું.

[1]—મુરાદ.

નિગેહદાર થઈ મુજ, અકલ દે અપાર,
બદો, નેંક, સમજવા મને દે વિચાર.
જીવશ ત્યાં સુધી યાદ તારી કરશ,
વધારો ભલઈમાં હું મારી કરશ.
ગુનાહ માફ કર મુજ કીધેલા ઝબર,
ને મુજ આડી શક્તિનો અટકાવ કર.
ફેરવ જાન મુજ, જગની જંજાળથી,
ધકો દેનારા ૧દેવની જાળથી.
જેથી ગોયા કાઊસ, ઝોહાક, જમ,
કરે લોભ ના મુજ રવાં પર સીતમ.
જો રાસ્તીનો ૨દર મુજ ઉપર બંદ થશે,
તો જુઠ્ઠઈ, ને ભુંડઈ, ઝોરેમંદ થશે.
ફેરવ શક્તિ દેવોની, મુજથી શીતાબ,
ન થાય જેથી મારૂ રવાન આં ખરાબ.
પુગાડજે રવાંન આય, નેંકોને ધામ,
નિગાહ કરજે મુજ પર આં વાતે તમામ.
ઊભો એક હફતા સુધી રાત દન,
હતો જીવ બીજી ગમ, હતું હયાંજ તન.
રડયો ખુસરૂ હફતાની આંખેર મુદામ.
ન તાકત રહી રેહેવા બંદગીને ધામ.
દીવસ આંઠે બંદગીની જગ્યાથી ખાસ,
ગયો, તે ને આવ્યો શાહી તખત પાસ.
ઈરાંની સેપાહના દીલેરો તમામ,
અજબ જે થયા શાહના કામે મુદામ.
લડાઈને દહાડેના તે નામદાર,
કીધો તે દરેકોએ ન્યારો વિચાર.

૧–યાને બોધ દેનારા ઝમાનાની જાળથી. ૨–દરવાઝો.

## ઇરાની સરદારોની કયખુસરૂની દરબારના દરવાઝા બંધ કરવા માટેની પૂછપરછ.

બેઠો તખ્ત પર નામવર શાહરયાર,
આવ્યો દરગાહે, દરબારી ચોપદાર.
ફરમાવ્યું તો પરદાઓ ખોલી દીધા,
સિપાહોને દરગાહમાં દાખલ કીધા.
ગયા તેઓ સરવે કરી હાથ બખશ,
સિંહો જેવા, દાંનાઓ, બેસનારા રખશ.
શું ગોદર્ઝ, શું તુસ, ગેવે દીલેર,
શું ગુરગીં, શું બેઝન, શું રોહાંમ શેર.
જેવા કે શીદુશ, ઝંગએશાવરાંન,
ફરી બોર્ઝ, ગોસ્તહમ, ને કુલ પહલવાન. ૨૯૫૯
તેને જોતાં કીધું નમન તેની પાસ,
પછી લાગા સઉ ભેદ ખોલવાને ખાસ.
ઓ! સરદાર, બાહદુર, વડીલ, શાહરયાર,
ઓ દાંનાના દાંના, અને જેહાંનદાર.
કે જ્યારથી તે દાદારે ગેતી કરી,
ફલક કીધું ઉંચે, ઝમીં પાંથરી.
ન તું સમ શાહા બેઠો કોઇ તખ્ત પર,
તુંથીજ મોહોર અને તાજ ઝળકે ઝબર.
દીપાવનારો તું બખ્તરો, ઝીન, અસ્પ,
મુંબારક રોશન તુંથી [1]આઝર ગોશસ્પ.
ન ગંજથી તું ફુલતો, ન બીક રંજથી,
છે તુજ રંજ વધુ, ગેતીમાં ગંજથી.

૧—એ નામનું આતશ કદેહ.

અમો કુલ દીલેરો, છિયે તુજ ગુલામ,
છિયે તારાં દીદારે જીવતા તમામ.
દીધા સોંપી કુલ શત્રુને તુંએ ખાક,
નથી કોઈનો જગમા તુને ડર કે ધાક.
છે તારાંજ હર મુલ્ક ને ફઓજ ગંજ,
ધરેચ જ્યાં કદમ ત્યાં છે તારીજ રંજ.
નથી જાણતા કે તું શાહનો વિચાર.
ઝમાનામાં કાં બન્યો ગમગીં અપાર? ૨૬૫૭
દીવસ તુજ છે ચાખવા ફળ જેહાન,
નથી વખ્ત કરમાવા ગમથી નિદાન.
જો કોઇ રીતે અમથી દુઃખી હોય શાહ.
ને તે દુઃખે અમથી થયો હોય ગુનાહ.
તો કહે અમને, દીલ કર્યે તુજ શાદતર,
બાળ્યે દીલ અમારૂ, ચેહેરો ખુનેતર.
યા કોઇ છુપી દુશમની રાખેચ નિદાંન?
કહે અમને તેબી તું શાહે જહાંન.
હતા જે કે મરવે શહા તાજદાર.
કદર કરતા તખ્તો કોલાહની અપાર.
જે સર લેતા યા દેતા ત્યાં સુધી એમ,
કે રાખતા કોલાહ, રાખે ટોપ જંગી જેમ.
અમોથી કહે જે છુપું હોય મુદામ,
શોધે તેનો ચારો અમોથી તમામ.

# કયખુસરૂનો ઇરાનના સરદારોને જવાબ.



બોલ્યો જવાબમાં ઊંચ બુનીયાદ શાહ,
કે અયે જંગીઓ, નેક શોધનારા રાહ.
નથી મુજને ગેતીમાં દુશમનથી રંજ,
પરાગન્દે બન્યો નથી કેથે ગંજ.
દુ:ખી હું નથી કોઈ કામે સેપાહ,
તમોથી નથી કોઈ જણનો ગુનાહ. ૨૬૫૮
પિદરનો લીધો કીનો શત્રુથી ગર,
સજી ગેતી દીન, દાદથી, સર બ સર.
ન દગ જગ્યા જગમા સિયાહ ખાક પર,
ન હોય જ્યાં કે માહરાં નગીના, મોહર.
કરો મ્યાન શમશીરો ત્યારે તમામ,
કરો શમશીરોની જગે નોંશ જામ.
કમાનો બદલ વાંસળીઓ, ને ચંગ,
કરો જારી મયનોંશી, ને રાગ, રંગ.
જે આપણને કરવું, તે કીધું નિદાંન,
અને ખાલી શત્રુથી કીધી જહાંન.
ઉભો એક હફતો હું યઝદાંની પાસ—
હતો, નેક ખ્યાલો, અંદેશામા, ખાસ.
છુપી આરઝુ એક રાખું છું ખાસ,
જે ચાહું છું ગેતીના યઝદાંની પાસ.
જવાબ એનો દેશો, કહીશ ખોલી બસ,
થશે જવાબથી મુજ મુબારક દીવસ.

તમો પેશે યઝદાં સેતાયશ કરો,
આં ખાહેશ, ખુશી માટે ન્યાંયશ કરો.
ભલી ભુંડી શકિત દેનારો છે તે,
ઘટે તેની બંદગી, જે રાહ દીયે છે. ૨૬૫૯
ખુશાળી પછી કરજો સરવે નિદાંન,
બદીથી નિરાળું આં કરજો રવાંન.
સમજજો ફલક આંચે ના પાયેદાર,
ઓળખતું નથી પળતો, કે પાળનાર.
તેતો પાળે છે ઝઈફ હો યા જવાંન.
સિતમ, દાદ, તેથીજ જોઇયેચ નિદાંન.
તો સઉ પહલવાંનોબી, પાસેથી શાહ—
આવ્યા બાહાર, ગમથી હતાં દીલ તબાહ.
વહા દરબારીને કહે તુર્ત શાહ,
કે બેસજે તું પરદા પુઠે બારગાહ.
નહીં દેતો આવવા કોઇ મારી પાસ,
બિગાંના, યા ખેશીઓ, હોય મારાં ખાસ.
આવ્યો રાતે બંદગીની જગ્યાએ ખાસ,
ખોલ્યા હોટો પાળનારા પરવરની પાસ.
કહયું બરતરોથી ઓ બરતર તું છે,
પવિત્રાઈ વધારનારો બેહતર તું છે.
થજે તું મિનોઇમાં મુજ રાહાબર,
જો પામું હું ફાંની આં જગથી ગુઝર.
ભુંડાઈ પર નથી ઢળયું દીલ બેગુમાંન,
અશોની જગો પાંમીયું છે રવાંન. ૨૬૬૦

## વનું ઝાલ અને રૂસતમને બોલાવી લાવવા માટે ઝાબુલેસ્તાંન જવું.



વિટો એક હફ્તો, દેખાડયો ન ચહર,
તો થઈ ભારે ચરચા, ને ગડબડ ઝબર.
મળ્યું અંજુમન જંગીઓનું ઝબર,
બુઝર્ગો, સલાહકારો, ને અકલવર.
શું ગોદર્ઝ, શું નવદરી તુખ્મ તુસ,
થઈ દાદ, બેદાદે, વાતો ખસુસ.
ભલાં મનના શાહોના કામોની સખ્ત,
બુરી કરણીનાની, ને ચઝદાં પરસ્ત.
કીધી વાતો સઉ સરદારોની ઘણી,
બુઝર્ગોની, દાંનાઓ જગના તણી.
કહયું ગેવને બાપે, અય નેંક બખ્ત!
સદા તું છે પુજનારો તાજો ને તખ્ત.
ઉઠાવી છે રંજ ઈરાં માટે અપાર,
ઝમીં, મુલ્ક, ખેશી, તજી વારંવાર.
આવ્યુંચ એક સાંમે એવું ભારી કામ,
ઘટે તુચ્છ ગણવું ન જેને તમામ.
જવું જોઈયે છે તુને ઝાબુલ તરફ,
ઘટે સ્વાર મોકળવો કાબુલ તરફ.
કહે ઝાલ, અને તેહમતનને, કે શાહ,
ખુદાથી ફર્યો છે, કીધીચ ગુમ રાહ. ૨૬૬૧
છે બંધ નામદારોથી દરગાહના દર,
ધરી બેઠો છે દેવને સર બ સર.

નમનતાઈ, અને ખાહેશો, બહુ કરી,
ચાહી દાદ તેથી એ વાતે ખરી.
દીધો જવાબના, બહુ સમજ્યું મગર.
સિયાહ દીલ દીસે છે, અને તુંદ સર.
છે ડર, કે એબી ગોયા કાઉસ શાહ–
થશે ઊંધો, ફેરવશે દેવ એની રાહ.
તમો પહલવાંનો, ને દાંના ઠરોચ,
હુરેક ટાળવા રંજ, શકિત ધરોચ.
અકલ પાકના જેબી હોય હાલ પાસ,
કનોજ, મર્ગ, ને માયે, હમબરના, ખાસ.
તથા કુલ નજુમીઓ કાબુલ તણાં,
અને નેંક બુદ્ધિના ઝાબુલ તણાં.
તમો સાથે લઈ તેને આવો ઈરાન,
ભરો અનજુમન એક હયાં બેગુમાન.
કે ચરચા ભરી શાહી થઈ છે અગર,
જો બંધ કીધાં ખુસરૂએ વાતો, ચહર.
ઘણીબી કરી જોઈ યુકિતઓ હાલ,
થશે ઝાલથીજ વાતનો એ નિકાલ. ૨૬૬૨
સુની વાતો ગોદર્ઝથી ગેવે જ્યાર,
ચુંટયા ફઓજથી મર્દ બાહદુર અપાર.
વિચારોમાં લીન, ગુસ્સા ભર્યો વરી,
ઈરાંથી તે સિસ્તાંનની રાહ ધરી.
આવ્યો જયારે તે ઝાલ રૂસ્તમની પાસ,
કહી અચરતી દીઠી, સમજેલી ખાસ.
કહયું ઝાલ નામીને ગમગીની સાથ,
કે પડયાચ અમો ભારી આફતને હાથ.

[1]કહયું એમ રૂસ્તમને દાંના હો કોઇ,
સિતારે શેનાસો, મુબેદોને જોઇ,
તું કાબુલ, ને ઝાબુલથી, બોલાવી લે,
કે રાહમાં આવે આપણી સંગ જે.
થયા ભેગા સરદારો, મુબેદો ખાસ,
તથા દાંનાઓ, ને સેતારેશિનાસ.
ચાલ્યા તેઓ સઘળાઓ [2]દસ્તાં તરફ,
કીધાં મોંઢાં ઝાબુલથી ઇરાં તરફ.

## કયખુસરૂનું બીજી મરતબે દરબાર ભરવું અને દરબાર ભરવાની બાબતમાં સરદારોનું વિવેચન કરવું.



ઊભો બંદગીમા શહા સાત રોઝ,
ઉગ્યો આઠમે રોઝ [3]ગેતી ફીરોઝ.
ખોલ્યો પરદો દરબાંને દરગાહનો ગર,
ને શાહ બેઠો તખ્તે ઝરીનની ઊપર. ૨૯૯૩
તો મુબેદો સંગ પહલવાંનો તમામ,
ગયા શાહે ગેતીની પાસે મુદામ.
ઘણાં એક ઊભા રહયા તેની પાસ,
બુઝર્ગો, ને દાંના, સલાહકારો, ખાસ.
દીઠા જ્યારે શાહે, તો કીધા નેહાલ,
રીતે ક્યાંની બેસાડયા દરજા મીસાલ.
તો ખુસરૂ પરસ્ત નામદારો મેયાંન,
ન છોડી અદબ, કે ન બેઠા નિદાંન.

૧–યાને ઝાલે કહયું. ૨–ઝાલ. ૩–આફતાબ.

બોલ્યા લબ કે અય ફર્તો આરમાં સમાંન,
જહાંદાર, ઇન્સાફી, રઓશન રવાંન.
તું બળવાંન છે શાહી બોરેહનો જે,
ઝમીંથી સુરજ, ૧મીન, તક તારૂ છે.
અમો સરવે બંદા ઉભેલા છે પાસ,
ભલા ખ્યાલના સઉ પહલવાનો ખાસ.
તે એમજ, કે અમથી તારી બારગાહ,
થયું શું ? કે અમથી કીધી બંધ રાહ.
વિટો છે વખત બહુ હવે એ ઊપર,
અમારાં છે દીલ રંજીદા પુર ખતર. ૨૯૬૪
હવે ભેદ જો શહા બોલે, અને–
કહે, બંદાઓ થયલા ગુમરાહ કને.
હશે ગમ જો દર્યા, તો કરશું ઝમીન,
કરશું ખાક, કસ્તુરી ચાદર યકીન.
હશે પાહાડ, ખણુશું તેની બેખ, બુન,
દીલે શત્રુ ખંજરે ચીરશું ઝબુન.
અગર એનો ચારો થનો હોય ગંજ,
તો ગંજો દીરમ માટે જોશે ન રંજ.
અમો પાસબાં છઇએ તુજ ગંજનાં,
દુઃખી, રડતા, છઇયે તારા રંજના.
દીધો જવાબ શાહે એનો સર બ સર,
નથી તમ દીલેરોથી હાજત વગર.
નથી ખ્યાલ દીલ પર કોઇ રંજનો,
કુવતનો, દીલેરોનો, યા ગંજનો.
નથી આવતો શત્રુ મુલકમા નઝર,
પડે જેનો જોવો મને કાંઇ ડર.

૧–મીન રાસી.

છે રોશન દીલે આરઝુ એક ઝરૂર,
જે ખાહેશ, ન દીલથી કરી શકતો દૂર.
તે ખાહેશની રાખુંચ હવે હું ઉમીદ,
સિયાહ રાતથી તે દીવસ તક સુફીદ. ૨૬૬૫
કહીશ ભેદ, ઈચ્છા જો ફળશે તમામ,
કરશ ખુલ્લું, જે કે છુપાવ્યું મુદામ.
ફરો પાછા સરવે ફતેહમંદ શાદ,
નહીં લાવો દીલ પર અંદેશાની યાદ.
તો કુલ જંગી આઝાદ મર્દોએ ગર,
દોઆ દર્દમંદ થઇ કીધી તે ઉપર.
ગયા જ્યારે તેઓ, કે શાહે બેદાર–
ફરમાવ્યું, તો દરગાહનો પર્દો તેવાર.
નાંખી બેઠા દરબાંન દરવાઝા પાસ,
બની શાહ ફતેહમંદથી નાસીપાસ.
આવ્યો શાહ ફરી પાક દાવરની પાસ,
કીધી આજઝી રહનુંમાઈની ખાસ.
કહ્યું અયે ફલકના ધણી સર બ સર,
દીપાવનારા ઇન્સાફો, નેકી, મહર.
નથી લાભ શાહીથી મુજને, અગર–
જો, મુજથી તું યઝદાં નથી શાદતર.
ભલું ભુંડું મુજથી થયું હોય કામ,
તો પણ બેહેસ્તમા દે મને તું મુદામ.



## કયખુસરૂનું સરોશ ઇઝદને ખાબમાં જોવું અને તેની તરફથી પોતાને આ જેહાનમાંથી જવા માટેની આગાહી મેળવવી.

ઊભો રડતો એમ પાંચ હફ્તાઓ ખાસ—
હતો તે, ખુદાવંદે બરતરની પાસ. ૨૬૬૬
સુતોતો ન રંજથી સિયાહ રાતે શાહ,
મગર સર ઊભો ખેંચી આસ્માને માહ.
સુતો, પણ સુતું ના તેનું નેક રવાંન,
અકલનું જે સાથી હતું જગ મેયાંન.
તો જોયો એવો ખાબ કે તેને કાંન,
મુંબારક સરૂશ કેહેતો છુપું બયાંન.
કે ઓ નેક સિતારેના, અયે નેક બખ્ત!
તેં વાપડયો છે ગંજ બહુ, તાજો તખ્ત.
મુરાદ હાલ માંગી, મળી તે તમામ,
જવા જગથી તત્પર થયોચ જો મુદામ.
તો મળશે જગા પાક દાવરની પાસ,
હવે સિયાહ ગેતીમા થોભતો ન ખાસ.
ચાહે ગંજ બક્ષીશ, લાયકને કર,
દે જગ ફાંની સોંપી બીજા કોઇ પર.
તવંગર થશે તું, ફકીરોને ગર—
ને તુજ માણસોને નવાઝશે જબર.
થશે જગથી બેહાદી નાબુદ છેક,
તો ઝાહેર, ને બાતીન, થશે સર્વ એક.
બલાના તે પંજાથી રેહેશે નિડર,
જે અઝદાહના મોંમાથી છુટશે અગર, ૨૬૬૭

ઉઠાવી તું માટે જેણે રંજ અતી,
સમજ કે તે રંજ ગંજ માટે હતી.
દેજે લાયકોને, જો બખ્શે તું માલ,
કારણ કે હયાં ઝયાદા ન રેહેશે તું હાલ.
ચુંટી કાઢજે શાહ એવો તખ્ત પર,
કીડીબી ઝમીં પર જેથી રહે નિડર.
જો બક્ષી આં જગ, તો ન લેતો આરામ,
જવાનો આવ્યો છે વખત તુંજ તમામ.
બાહાર આવશે લોહરાસ્પથી એમ હુનર,
તેને દેજે તુજ શાહી, તખ્તો, ૧કમર.
જગા માંગા તેં જે કરીબ કીરદેગાર,
વગર મોતે થા ત્યાં જવા તું તૈયાર.
ઘણી ચીઝો છાંણી કહી તેની પાસ,
ખુશી આં ખબરથી તેને આવી ખાસ.
ઉઠયો ખાબથી દુ:ખી થયલો અગર,
જગા ભકિતની જોઈ પસીનાથી તર.
રડયો ખુબ મોંઢાં ને મેલી ઝમીન,
અને કીધી યઝદાં ઉપર આફ્રીન.
બોલ્યો એમ ઝડપથી જવશ જો સુદાસ,
મુરાદે દીલી રબથી પાંમશ તમામ. ૨૬૬૮
આવી ત્યાંથી બેઠો શાહી તખ્ત પર,
ને એક જાંમો, હાથો લાગેલા વગર–
નો પેહેરી, બેઠો હાથી દાંતોને તખ્ત,
હતો શાહ વગર તાજ, સાંકળ, તે વખત.

૧–કમરબંદ.

## ઝાલ અને રૂસતમનું કયખુસરૂની નઝદીક આવી પહોંચવું અને તેને શીખામણ આપવી.

કે છ હફ્તે રૂસતમ, અને ઝાલ, ખાસ,
આવ્યા ગમગીં દીલથી બનીને નિરાસ.
ખબર થઈ ઇરાંનીઓને તેની ખાસ,
ગયા સરવે ઝખ્મી દીલે તેની પાસ.
પડયા આવતા ઝાલ, રૂસતમ, નઝર,
તથા મુંબેદોબી ઘણાં પુર હુંનર.
હુતા તુખ્મે ઝરઅસ્પના જે મુદામ,
જવા સાંમા, ઘોડાઓ માર્યા તમામ.
ઝરીન જોડાના નામદારો તમામ,
ગયા ઝુંડો કાવ્યાંની લઈને મુદામ.
પુગો તહમતન પાસે, ગોદર્ઝ ગર,
તો પાપણુથી આંસુ પડયાં મોહ ઉપર.
સેપાહ સામી ગઈ ઝર્દ ચેહેરે મુદામ,
દીલે ઝખ્મી ખુસરૂથી દર્દી તમામ.
કહયું ઝાલ, અને તેહેંમતનને, કે શાહ,
એહરીમનની વાતે થયોચ ગુમ રાહ. ૨૬૬૯
સેપાહથી ભરી રહે છે દરગાહ તદન,
મગર કોઈ ન જોતું તેને રાત દન.
આં હફતામાં દરબારના જ્યારે બાર–
ઊઘડશે, કે મળશું તેને જઇ તેવાર.
હુવે તે નથી ખુસરૂ, અય પહલવાંન!
દીઠો તો તુંએ શાદ રઓશન રવાંન.

થયુંચ વાંકુ, ઊંચું સરવ સમ બદન,
ગુલાબ લાલે ધર્યો, [1]બેહીરંગ તદન.
ન માઅલુમ કે લાગી ચેહેરે બદ નઝર,
આં કરમાયો સાથી ગુલાબી ચહર?
થયું શું સિયાહ, બખ્તે ઇરાંનેયાંન?
યા શાહના સિતારાથી આવ્યું ઝેયાંન?
યાતો પાક યઝદાંનો છે એને ડર?
કે બન્યું છે ગમગીં એનું એમ જીગર?
મગર હેવે ફેરવી હશે એની રાહ,
તો બસ જાણો ગેતીને કીધી તબાહ.
તો કહે એમ તેઓને દીલેર ઝાલઝર,
ઘરાયો હશે તખ્તથી શાહ અગર.
સુખો સાથે હોય છે દુ:ખોબી ઝરૂર,
કબી શાદગી તો કબી ગમથી પૂર. ૨૬૭૦
ન થાવ ગમગીં એટલા તમે દીલ મેયાન,
બનેચ રંજીદા, ગમથી ખુશહાલ જાન.
કે નસીહતો સમજાવી દેશું અનેક,
શિખામણથી કરશું સિતારોબી નેક.
પછી જેજે આવ્યા હતા કોઈ રાહ,
ઉતાવળથી ચાલ્યા તેઓ બારગાહ.
ખુલ્યો પરદો દરવાઝાનો તુર્ત હાલ,
અંદાઝાથી લીધા તેઓને ખુશાલ.
શું દસ્તાં, કે શું રૂસતમે ફીઇલિતન,
શું ગોદર્ઝ, શું તુસ, તે અંજુમન.
શું ગુરગીં, શું ગોસ્તેહમ બીઝન સુદામ,
હતા ગયલા પહલવાંનો સંગ જે તમામ.

[1]—સેબના જેવાં પીળાં ફળનો રંગ.

દીઠો શાહે, દસ્તાંનો ચેહેરો આબાદ,
ને પરદાથી સાંભળ્યો ફીલતનનો સાદ.
ઊઠયો તખતથી અંદેશામાં ઝબર,
ધરી હાથ પુછી વતનની ખબર.
હતા જે કે દાંનાવો ઝાબુલ તણાં,
કે દમબર, કનોઝના, ને કાબુલ તણાં.
ખબર પુછી એકકની, આપીને માન,
બેસાડયા બુઝર્ગોની રીતી સમાન. ૨૬૭૧
તથા જે હતા કોઈ કે ઈરાંનેયાંન,
દીધી તેને પદવી લીયાકત સમાંન.
કીધી એક પછી એક, તે પાસે નમાઝ,
હરેક પહુલવાંનોએ ગરદનપ્રાઝ.
દોઆ બહુ તે પર લાગો કરવાને ઝાલ,
કે રહો શાદ, જ્યાં તક છે માહો, ને સાલ.
મનુચેહેરના વખ્તથી લઈ કેબાદ,
કે રાખ્યે છે જે નામદારોની યાદ.
તેહમાસ્પ તણાં ઝવથી તે કયકાઊસ,
બુઝર્ગો, કદમ નેક શાહો, ખસુસ.
સેયાવક્ષ, ગોયા મારૂ ફરઝંદ હતો,
ઊંચો, દબદબાનો, ખુરેહમંદ હતો.
મગર જોયો એવો ન કોઈ અકલમંદ,
એવો નામવર, ને ખુદાઈ નુરમંદ.
અમર તુજની આં શાહી આબાદ રહો,
ફતેહ, કીર્તિ, ડાહપણ, ભરી દાદ રહો.
ફર્યો દાદ ખાતર તું ગેતી તમામ,
આવ્યો પાછો ખુશ થઈ, ફતેહમંદ મુદામ.

ન રજ તારા પગની, એવો શાહા કોય?
ઝહર કોણ? તુજ નામે અમૃત ન હોય? ૨૬૭૨
ધણીજ એક સમજી છે માંઠી ખબર,
આવ્યો છું દોડી તે ખબરથી ઝબર.
કહીયે વાત ભેદી ઈરાં શાહા પાસ,
ઘટે નહીં કે રાખ્યે છુપો ભેદ ખાસ.
કે દાંનીશવરો, ને સીતારે શનાસ,
હરેક મુલ્કથી, છે પ્રવીણ જેઓ ખાસ.
કનોજ, મર્ગ, ને માચે, દમ્મર, તણાં,
આયાચ હિંદી કુંડળીઓ લઈને ઘણાં.
એમજ કે જુએ ભેદ અસ્માંનથી,
તજી શાહે કાં મેહેર ઈરાંનથી?
આવ્યો કોઈ ઈરાંથી, કે શાહ, ૧ફીરોઝ–
કહે છે, કે દરબારી, પરદાને રોઝ.
ન ઉંચકે, પોતા પાસથી ચોપદાર,
ને અમથી છુપાવે છે મોંહ શાહરયાર.
ઈરાંનીઓના દુઃખે મીસ્લે ૨ઓકાબ,
હું આવ્યો દોડી ગોયા કીશ્તીએ આબ.
એમજ કે પુછું તુને શાહે જહાંન,
જે રાખીચ તુએ ચીઝ છુપી નિહાંન.
બને ત્રણ ચીઝોથી હરેક કામ નેંક,
શાહી તખ્ત આબાદ છે જેથી છેક. ૨૬૭૩
નરો જંગીથી, ગંજ, રંજથી, ઝબર,
રીતી સંપ, કુસંપની, નથી એ વગર.
ન ચોથું, અમે કરશું રબની સેપાશ,
દીવસ રાત તેનીજ કરશું નેયાશ.

૧–ફતેહમંદ. ૨– એ નામનુ ઉડતું પંખી.

છે બંદાની દાદો સમજનારો તે,
સિતમગારોનેબી છે વાળનારો તે.
ગરીબોને દઈશું ચીઝો બેશુમાર,
થયું શું? અગર હોશે કીમતી અપાર.
કદી કરશે જે તારૂ રોશન રવાંન,
અકલ કરશે ભેજાંનુ બખ્તર નિદાંન.

## ઝાલને કયખુસરૂનો જવાબ.



સુની ઝાલની વાતો ખુસરૂએ જયાર,
દીધો જવાબ દાંનાઇ ભર્યો તેવાર.
કેહયું મર્દ અય પાકીઝા મગ્ઝ છેક,
તારા કુલ વિચારો, ને વાતો, છે નેક.
મનુચેહેરના વખતથી આજ વેર,
રહયો છે તું નેંક ખ્યાલનો પુર મેહેર.
તેમજ નામેવર રૂસતમે ફીઈલતન,
છે સ્થંભ કયાંનીનો, લાડકો અંજુમન.
હતો તે સિયાવક્ષને પાળનાર ખાસ,
હતો નેંકી તે સાથે કરનાર ખાસ. ૨૬૭૪
દીઠો ગુર્ઝ જે લશકરે તેનો ગર,
સીનો, ટોપ, સિંહુ જેવી ગરદન, ઝબર.
કીધી ના વધુ જંગ ચાલતા થયા,
કમાં, તિરો, જંગલમા ફેંકી ગયા.
હતો મુજ વડીલ પાસે, એજ કીનાવર,
મુંબારક વઝીરના જેવોજ રાહાબર.

કરૂ તાહરી ઍ ંહેમતો પાછી જો યાદ,
તો રહે તાઝી મુજ વાતોબી સો ઓલાદ.
ભલી ચાલની તારી તેહકીક થાય,
તો આં સીફત તારી નકામી ગણાય.
બીજું મારાં કામો વિષે પૂછયું તે,
ને મુજ દુ:ખ, ને દરબારી હુકમોનું જે.
કહું છું તે વાતો બધી તુને આય,
કે જેથી તું હર વાતે વાકેફ થાય.
ધરાવું છું ખાહેશ યઝદાંથી એક,
કીધી છે અકારી આં ગેતીને છેક.
ઉભો હાલ રહી પાંચ હફતાથી ખાસ,
ને ચાહુ છું રહેનુમાં દાવરની પાસ.
કે કર માફ મુજથી બનેલા ગુનાહ,
ને કર મારો રોશન, સિયાહ થયલો માહ. ૨૬૭૫
ઊઠાવી લે જગ ફાંનીથી બેગુમાંન,
ન રહે જગમાં મુજ રંજો દર્દોનું બ્યાન.
ન થાય એવું રાસ્તી તજી દઊ અગર,
ફરે આગલા શાહો સમ મારૂ સર.
મુરાદો જે માંગી, મળી તે તરત,
ઘટે કરવી તૈયારી, આવ્યો વખત.
લાગી આંખ મુજ બાંમદાદે જેવાર,
મુબારક સરૂશ આવ્યો રબથી તેવાર.
કે કર ત્યારી, આવ્યો જવાનો અઇયામ,
ઉજાગરા, ને રંજોનો આવ્યો અંજામ.
આવ્યોચ અંત મુજ બારગાહનો ઘણો,
[1]કમર તાજો, તખત, ફ્રઓજના ગમ તણો.

૧—કમરબદ.

## ઝાલનું કયખુસરૂને ઠપકો આપવું.

દીલે ગમગીં શાહ માટે પેહેલવાં થયા,
બની ગુમરાહો, અજબ થઇ ગયા.
સુની વાત ગુસ્સે થયો ઝાલઝર,
સરદ હાય ખેંચી જીગરથી ઝબર.
ને કીધો ઇરાં અંજુમન તર્ફ ચહર,
પડયો પાહાડ ગમનો તેના દીલ ઉપર.
ઇરાંનીઓને કહે નથી ઠીક વિચાર,
નથી અકલ ભેજાંમા એને લગાર. ૨૬૭૯
કસ્યો જ્યારથી મેં કમરબંદ કમર,
ઉભોચ તખ્તે કયાંની કણે થઈ નફર.
નથી જોયો એમ કેહેતો કોઇ તાજવર,
ન ઢાંકવું ઘટે, જો એ બોલ્યો મગર.
ન મલતા થવું જોઇયે એ વાત પર,
એવીજ વાતો જો એ કરે છે અગર.
એનો સાથી બન્યો હશે દેવ ગર,
ફર્યું છે જેથી રાહે યઝદાંથી સર.
ફરીદુન ને હોશંગ યઝદાં પરસ્ત,
એવી વાતો હરગેઝ ધરીતી ન દસ્ત.
કહીશ હું દરેક રાસ્તી બેગુમાંન,
ભલે આવે મુજ જાંન પરબી ઝેયાંન.
દીધો જવાબ ઇરાંનીઓએ ફરી,
ન [1]કયાંનીમા વાત એવી કોઇએ કરી.

૧–કયાંની શાહોમાં.

થશું એક, જે કેહેશે તું નઝદીકે શાહ,
ન થાવ એવું, તે ગુમ કરે રસ્મ રાહ.
સુની વાત એ, ઝાલ ઊઠયો તેવાર,
કહયું કે ઓ સાચા, સખી શહરયાર.
સમજ દાંના, બુદ્ધાની, વાતો શીતાબ,
જણાઊ ખ્યાલ ઉલટા, ન દેતો જવાબ. ૨૬૭૭
છે રાસ્તીની વાતોજ કડવી, મગર—
છે કડવાંથી, નુકસાંનનો બંધ દર.
થવું જોઇયે મારેથી દુ:ખી ન ખાસ,
કહું છું જે રાસ્તી અંજુમનની પાસ.
જનમ્યો તું માદરથી તુરાં ઝમીન,
ઊછર્યો છે આરામે ત્યાં તું યકીન.
નબીરો તું એક ગમ અફ્રાસ્યાબથી,
જે જોતો ન વિન જાદુ કંઇ ખાબથી.
કાઉસ જેવો નિર્દય નેયાંગાં દીગર,
ગુસ્સા ભર્યા મોંહનો, દીલે ચારાગર.
હતું તેનું પુર્વેથી પશ્ચિમ રાજ,
બુઝર્ગી, ને શાહી કમરબંદ, તાજ.
ફલક પાર કરવા તણી રાખી આસ,
સિતારાની ચાલોની કરવા તપાસ.
દીધો બોધ બહુ તે ઉપર મેં નિદાંન,
એવીજ વાતો કડવી કહી બે ગુમાંન.
સુનો વાતો બહુ, કંઇ નફોના ના કર્યો,
ભર્યો દર્દો ગમ તેનાથી હું ફર્યો.
ચઢયો જયારે તે તો પડયો ઉંધો ખાક,
બખશ્યો તેનો જાન યઝદાંએ પાક. ૨૬૭૮

બની રણથી લાચાર પાછો ફર્યો,
કીના ભર્યાં સરથી, દીલે ડર ભર્યો.
ગયો તુંબી ૧શમ્શીરકશો સોહઝાર,
૨ઝીરેહદાર ગાવ ગુર્ઝના લઇ સવાર.
થયો મસ્ત સિંહ જેવો લડવા તૈયાર,
સજાવ્યું તે ખારઝમનું જંગલ અપાર.
ગયો દોડી તું ફઓજથી, કરવા જંગ,
પેયાદો બની, સાંમે જંગી પશંગ.
ફતેહમંદ તું પર થતે જો શીતાબ,
તો ધસ્તે ઇરાં ઊપર અફ્રાસીયાબ.
ઝનો બચ્ચાં ઇરાંનીઓના મગર,
ન રેહેતે, ન કસ્તે કીને કોઇ કમર.
કીધો છુટકો તેનાથી યઝદાંએ યાર,
કરી મેહેર ઇચ્છા કીધી તારી પાર.
માર્યો એવાને જે હતો પુર ૩હીરાસ,
ને ગેતીના રણથી હતો નાસીપાસ.
કહયું એમ હતો વખ્ત આરામનો,
લીબાસો, ને બક્ષીશો, ને જામનો.
હતા રંજે આસુદા શાહા ને સેપાહ,
કરવા જાન ખુશ કંઇક સાલો, ને માહ. ૨૯૭૯
થયું કામે ઇરાં ફરી તંગ ઝરૂર,
વધુ તેથીબી દીલ થયાં દર્દે પૂર.
તજી હાલમાં રાહ તુંએ ઇઝદી,
ને જઇ ઉલટો, પકડી છે રાહે બદી.
ધરશે તન બદીથી ન તુજ લાભમંદ,
ન આવશે એ ગેતીના રણને પસંદ.

૧–શમશીરના મારનારા ૨–બખ્તરના પેહેરનારા. ૩–દહેશત ભર્યો.

હશે અય શાહા જો તારો એજ ખ્યાલ,
તો ના માનશે તુજ હુકમ કોઈ હાલ.
પશેમાં થશે તું એ વાતે નિદાન,
વિચારી, ન દેવોનું ફરમાન માન.
એમજ ધરશે દેવોનો રસ્તો અગર,
તો કાપશે ખોરેહ તારૂ જગ દાદગર.
થશે દુઃખ ભરેલો, બદન પુર ગુનાહ,
પછી તુને ગણશે નહીં કોઈ શાહ.
પનાહ જો ખુદાની, પનાહ રબની ધર,
કે છે તેજ રહેતુમાં નેકી ઊપર.
સમજશે ન કુલ બોધ મારો જો ખાસ,
ને બદ કરતુકી દેવની કરશે આસ.
તો રેહેશે ન ૧આશીષો, રેહેશે ન બખ્ત,
ન દબદબો શાહી, ન તાજે, ન તખ્ત. ૨૬૮૦
અકલ તારા જીવનો થજો રાહાબર,
હજી રાહા લેવી છે આગળ ઝબર.
થજો અકલમંદ, ને ફતેહમંદ વિચાર,
રહો પાક રાહ મગ્ઝ કાયમ અપાર.
આવ્યો છેડો દસ્તાંની વાતે જેવાર,
તો બોલ્યા સુખન પહલવાં કુલ તેવાર.
છિયે એક અમો ઝઈફની વાત પર,
નહીં જોઈયે બંધ કરવો રાસ્તીનો દર.

---

૧–ખુદાઇ આશીરવાદ.

## ઝાલના ઠપકાનો કયખુસરૂનો જવાબ.

સુની ઝાલની વાતો ખુસરૂએ જ્યાર.
તો દમ માર્યો, ગુસ્સે બની થોડી વાર.
વિચારી કહ્યું રે! ઓ દાંનાવ ઝાલ.
ગુઝાર્યાં તેં મર્દીમાં બીશ્યાર સાલ.
કહું અંજુમનમાં હું વાંકુ અગર,
બદી મુજ કરે ના પસંદ દાદગર.
બીજું એકે રૂસતમ થશે દર્દમંદ,
જેના દુઃખે ઇરાં પર આતશે ૧ગઝંદ.
બીજું એ, ગણું તેની રંજને અગર,
તો ગંજથી તેના બહુ વધે નામવર.
કીધું હાલ મુજ સાંમે પોતે બદન,
ન ઊંઘ ભુખ હતી દુશમનોને તદન. ૨૬૮૧
ખુબી ભર્યા દેવશ જવાઓ તમામ,
ન તોડશ બુરી વાતે દીલને મુદામ.
બોલ્યો એમ ખુસરૂ પુકારીને સખ્ત,
કે અય સરફ્રાઝો, ને બીદાર બખ્ત!
સુની છે મેં કુલ વાત્તો દસ્તાંની ખાસ,
કે જે તેણે કીધી આં ટોળાની પાસ.
કહુચ જગના સાહેબ યઝદાંથી હું,
કે દેવોની રાહ હુકમથી દૂર છું.
ખુદા તર્ફે છે જાન મારો અગર,
તેનેજ જોયો મુજ દર્દનો ચારાગર.
કે રોશન દીલે મુજ દીઠી આં જેહાંન,
બદીથી રડેચ જેની, બખ્તર નિદાંન.

૧-આફ્ત.

પછી ઝાલને કહે, કે તુન્દી ન કર,
ઘટે છે સુખન કેહેવા અંદાઝાસર.
અવલ તેં કહ્યું એમ અવલાદે તૂર,
જનમ્યો ન બીદાર, દાંના ઝરૂર.
છું હું પાદશાહ સિયાવક્ષનો પીસર,
છું બાહોશ કયાંની તુખમ તાજવર.
નબીરો છું, કયકાઊસે તાજદાર,
જે દાના, કદમ નેક, દીલનો બીદાર. ૨૬૮૨
તેમજ માંથીબી તુખ્મે અફ્રાસેયાબ,
જેના ખઓફથી ગુમ હતાં ખાવું, ખાબ.
નબીરો ફરીદુન, પશંગનો પીસર,
નથી શર્મ મુજને એ તુખ્મોથી ગર.
ઈરાંની સિંહો દર્યાના આબથી,
ન તન ધોતા ખઓફે અફ્રાસ્યાબથી.
બીજું એકે કાઊસે કીધું વિમાન,
ઉઠાવ્યું શાહીથી વધું સર નિદાન.
તો જાણ કે બતાવા વધુ ડાહપણો,
ન ઠપકો ઘટે શાહ ઉપર કોઈ તણો.
હવે જો કીનો મેં પીદરનો લીધો,
ઝમાનો ખુબીથી સજાવી દીધો.
તેને માર્યો, કીનો હતો જેનો ઝયાદ,
ને જગમાં હતાં જેથી ઝુલ્મો બેદાદ.
રહયું કંઈ ન કરવું મને આં જહાન,
ન કોઈ શાહ રહયો બદ તુખમનો નિદાન.
જે વેળા કે આવશે વિચારો ઘણાં,
આં શાહીના, દવલતના, સત્તા તણાં.

તો રાહ ભુલ્યા જે રીતે કાઊસ જમ,
બને ગુમ મુજ મરતબો તેઓ સમ. ૨૬૮૩
કે ઓહાક નાપાક ને જંગી તુર,
જેના ઝુલ્મે ગેતી ઘરાઈતી પુર.
ડરૂચ કે જશે દહાડા મુજના ભરઇ,
તો એમજ જશે દોઝખે મુજને લઇ.
બીજુ તેં કહયું એમ શીદેહ સંગ જંગ–
કીધી મેં, જો ગોયા દેલાવર ૧નેહંગ.
ઈરાનીમા જોયો એવા ના સવાર,
જે મયદાં ને જંગ મારે ઘોડો તેવાર.
ને તનહાં તેથી આવે કરવાને જંગ,
જો આવતે તો ટકતે નહીં તેની સંગ.
થયો હોતે જંગે પશંગમા તે ખ્વાર,
જેથી પડયો ઈરાં તરફથી હું બાહાર.
ખુરેહ હોય યઝદાંનુ જે કોઈ પર,
તથા હોય સિતારો ઝળકતો અગર.
થયા પાંચ હફતા દિવસ, રાત, ખાસ,
કરૂ છું બે હોટોને ખોલી સેપાસ.
એમજ કે ખુદા પાક જગનો, અરે!
સિયાહ જગના ગમથી મને દુર કરે.
ઘરાયો છું તખ્તો સેપાહ ભારીથી,
જવા ચાહયું છે દુઃખ, જોખમદારીથી. ૨૬૮૪
મુબારક અરે સાંમના ઝઈફ઼ ઝાલ!
કહેચ મુજ ઊપર દેવે નાંખી છે જાલ?
ને પૂર્યો છું આડી, ને અંધારી, રાહ,
રવાંન આં કમિનું, ને છે દીલ સિયાહ.

૧–મગર મચ્છ.

હતે હેવે જો દીલ ફેરવ્યું આં રાહ,
તોં અત્યારે કરતે સેપાહ બહુ તબાહ.
દુઃખી કરતે સરદારોના જીવ જબુન,
દીલેરોને પાતે તેના દીલનું ખુન.
તુખમ ખેડુતોની, હતે કાપી ખાસ,
કદી કરતે એદાદની ના તપાસ.
અવસ્તા જોતે મુજથી આતશ ઉપર,
ન નેકીની શિખ દેતે મારૂ જીગર.
ડુબાડતે હું આતીશકદાહોને આબ,
દુઃખવતે મુબેદોના તનને શીતાબ.
બું દુર બુરી ખાસ્યતોથી હું જેવાર,
ધરૂચ રાહ મિનોઇની ત્યારેજ અપાર.
છે મુજ કામ જાણો, આં મઝદાઈનું,
ન ફરમાને દેવો, કે મુરખાઈનું.
ન જાણું, મને તેં કહયું જેજે હાલ, ૨૬૮૫
શું જોશે બદી તું પોતા પર ઓ ઝાલ ?
ન જાણું ખોરેહમંદ [1]તવાંના થકી,
શું વિટશે બુરા આં ઝમાંના થકી.

---

## ઝાલનું કયખુસરૂ પાસે માંફ માંગવું.



સુની ઝાલે એ વાતો, ડર્યો ઝબર,
કરી શકયો ના તેના મોંહ ગમ નઝર.
રડી ખુબ, ઉઠયો તુરત તે મગર,
કહયું શાહ ઓ યઝદાં પરસ્ત તાજવર !

૧-શકિતવાંન સાહેબ.

થઇચ મુજથી તુન્દી, ને મુરખાઈ છેક,
તું છે પાક મઝદાઈ ડાહુપણનો નેક.
ઘટે છે કે બક્ષે તું મારો ગુનાહ,
કીધી ગુમ અગર દેવે જો મારી રાહ.
હતું એમ કે વાતો એવી કોઇએ જેહાંન,
કીધી ના હતી નાના મોટાં મેયાંન.
હવેજ જાણ્યું કે રાહ છે યઝદાનની,
નથી રાહ બદીની, કે શયતાનની.
હઝાર એકથી છે વધુ મુજ ઊમર,
નેબાંધીચ હરેક શાહો સાંમે કમર.
નથી જોયો શાહોમાં, રાહ એવી ખાસ,
જે શોધતો મહર, માહના, દાદાર પાસ.
ન ખુસરૂથી ચાહતો જુદો હું થવા,
દે નેક અકલ મુજ, જીવ સિયાહની ધવા. ૨૯૮૬
વધુ રંજીદા કામ આં શાહનું ખાસ,
છે ઈરાંની હર નેક ખાહોની પાસ.
કે રાખ્યે જુદાઈની ખાહેશ અગર,
આવા નેક ઈન્સાફી શાહથી ઝબર.
છે મુરશદ હવે મારો ખુસરૂ ઝરૂર,
બદી કુલ ઝમાનાની રહો તેથી દૂર.
સુની ઝાલની વાતો શાહે બુલંદ,
પડયો પસ્તાવો નેક ખાહનો પસંદ.
ધર્યો હાથમાં હાથ લંબાવી ખાસ,
બેસાડયો તેને તખ્ત, લઇ પોતા પાસ.
જો જાણ્યું તેના શબ્દો, માયા વગર,
કહયાતા ના શાહ પાસે ખુરશીદ ચહર.

## કયખુસરૂનું ઇરાનના સરદારોને નસીહત કરવું.

પછી શાહા બોલ્યો એવું ઝાલ પાસ,
કે બાંધો કમરને હવે સર્વે ખાસ.
કે રૂસતમ, ને તું, ગેવ, ગોદર્ઝ, તુસ,
બીજા સર્વે નામી દીલેરો ખસુસ.
કરો છાવણી શેહેરની બાહાર જઇ,
કે જંગલમાં ઝુંડો મુંબારકબી લઇ.
જેબી હોય સરાપરદા, તંબુ, તે લઇ,
કરો જગ્યા બેહકની જંગલમાં જઇ. ૨૬૮૭
બુઝર્ગોના ઝુંડા, ને હાથી, સેપાહ–
થી, રોશન કરો ખુશ એક બઝમગાહ.
કહયું શાહે તેમ કીધું રૂસતમે ત્યાર,
[1]જગાથી ગયા તંબુઓ લઇ બહાર.
કે મયદાંને પડયા ઇરાંની મુદામ,
કમર બાંધી ફરમાંનો ઉપર તમામ.
હતા તંબુ એકથી બીજે કોહ ઝમીન,
સુફેદ, કાળા, આસમાંની, પીળા, રંગીન.
હતો ઝુંડો કાવેયાંની તે દરમેયાંન,
બલુ, પીળી, રાતી, બની જેયી જેહાંન.
હતો ઝાલનો તંબુ નઝદીક શાહ,
કે ખેંચેલો મયેદાંને પેશે સેપાહ.
હતો ડાબી ગમ રૂસતમે પહલવાંન,
ને કાબુલી બુઝરૂગો રઓશન રવાંન.
હરોલે હતા ગેવ, ગોદર્ઝ, તુસ,
બીજા બાહદુરો ગુરગીં, બીઝન, ખસુસ.

૧–શહરમાંથી.

કે શાપુર સંગ ગોસ્તેહમ પીઠ પર,
બુઝર્ગો, હતા જે તેઓ સંગ અગર.
ઝરીન તખ્ત પર શહનશાહ બેઠો નેક,
ધરી ગાવ પયકર ગુરઝ હાથ એક. ૨૬૮૮
હતા શાહને એક હાથ ફીલતન ને ઝાલ,
ગોયા મસ્ત હાથી, ને સિંહો, વિકોલ.
બીજે હાથ ગોદર્ઝ, અને ગેવ, તુસ,
શું ગુરગીં, શું ફરહાદ, શાપુર, ખસુસ.
ધરી સઉએ શાહના તે ચેહરે નિગાહ,
એમજ કે શું દેય હુકમ કામે સિપાહ.
પુકારીને બોલ્યો તુરત શહરયાર,
કે અય જંગી મર્દો, અને નામદાર!
જે કોઇ કે વિચારો, ને ડાહપણ ધરેય,
તે જાણેય, કે બદ, નેંક, સરવે મરેય.
જવુંચ પાંચ ત્રણની જહાંથી તમામ,
તો ગમ, દુઃખ, અને રંજ કરવો શું કામ?
વધુ ના રહયું હોશે ગેતીમાં કોય,
જેને રાખી મરવાની ઇચ્છા ન હોય.
થશે પીઠ ગરદન જો વાંકી તદન,
ન મુઠીમાં રહેશે સિવાયે પવન.
તથા થઇ જશે ભારી બે તારા કાંન,
બદન, હોશ, રેહેશે નહીં એક સાંન.
ન ચાલશે પગે, જોશે આંખે ન આય,
તો કેહેશે બુલંદ આવાઝે યા ખુદાય. ૨૬૮૯
નહીં થોભ લે જલ્દી તેડી તું પાસ,
સિયાહ ગેતીથી હું ધરાયો છું ખાસ.

સત્તા સાથે જાવું ભલું છે મગર,
ગુઝરવું નહીં જોઇયે સત્તા વગર.
ઈલાજ આપણાં હાથોમાં છે હુઝુર,
નહીં તો એવઝ બદ બદીનો છે પુર.
ડરી રેહેજો સઉ પાક રબથી મગર,
ભરૂસે ન રેહેતા સિયાહ ખાક પર.
દીવસ થાય છે એ બધા પર પસાર,
ઝમાનો ગણેચ આપણો દમ અપાર.
કે શાહે હુશંગથી તે કાઊસ શાહ,
હતા દબદબા સાથે તખ્તો કોલાહ.
રહયું ગેતીમાં ના સિવા તેના નામ,
મુવેલાંના વાંચતું નથી કોઈ પયામ.
નગુણા હતા તેઓમાંબી અનેક,
બદીના જે બદલાથી ધુંજતા દરેક.
તેવોજ છું હુંબી એક બંદો મગર,
હા, છું રંજોનો ખેંચનારો ઝબર.
ઘણી રંજ વેઠી, ને કીધી કુશેશ,
ન જોયું કે હયાં કોઈ રેહેશે હંમેશ. ૨૯૯૦
આં ત્રણ પાંચની જગથી જાંનો જીગર—
ઊઠાવી, બચાવ્યાં ગમો, દર્દે, ગર.
પુરી થઈ હવે મારી ઇચ્છા અગર,
ફેરવ્યું છે મોંહ કયાંની તખ્તે મગર.
જે કોઈયે ઉઠાવી છે મુજ માટે રંજ,
દેવશ તેને, જે તેઓ ચાહશે તે ગંજ.
જેના કામોનો હોશે આભાર ખાસ,
કહીશ નેકી જાણનારા યઝદાંની પાસ.

હું બક્ષુ છું હુદયો ઇરાનીઓ પાસ.
ખઝાંનો આં સંગ્રેહલો. હથ્યારો ખાસ.
તમોમાંથી છે કોઈ કે જે અફસરો.
તે હર અપ્સરોને હું દઉ કેશવરો.
ગુલામો, પશુ ચોપગાં, ને દીનાર,
કરી યાદ કાઢીશ હું તેનો શુમાર.
ને બક્ષીશ, કેમકે ધરીશ હું તો રાહ,
ઊઠાવ્યું છે દીલ આં ઝમાને સિયાહ.
તમો હાથ ખાંણી પીણી પર ધરો,
મઝા મઓજ સઉ એક હફતો કરો
ને ચાહજો કે આં પાંચ ત્રણની જહાન-
થી પામું ગુઝર, છુટું રંજે નિદાન. ૨૬૯૧
કીધું ખુસરૂએ જો શિખામણનું બયાન,
જેનાથી અજબ થઈ ગયા પહલવાન.
કહ્યું એકે શાહ છે દીવાંનો મુદામ,
અકલ ગુમ દીલથી થઈ છે તમામ.
સિવા એ, કીધી કોઇએ ના એવી વાત.
ધરાવતા જે અક્કલ ને દાંનાઈ સાત.
થયા ગમગીં બુઝરૂગો સરવે ઝરૂર,
ખુશી ખુરરમીથી થયા તેઓ દૂર.
જુએ આં તેને, તે એને, એક દીગર,
ન જોઈ ભેદની ચાવી કોઇએ મગર.
જોવા લાગા પગ ગમ કરી નિચું સર.
દીવાંના જેવા બેઠા જગ્યા ઊપર.
કીધું ઝાલે એવું તેવારે બયાંન.
કે તે અંજુમનના બુઝર્ગો મેયાંન.

ન જાણુતો, હું તેપર વિટી શું જશે?
તખત તાજ આં કોણે આધીન થશે?
શું રાખે છે ઇચ્છા દીલે નામી શાહ?
શું ફરમાવે છે કામ માટે સેપાહ?
તેના કામો, વાતો, છે સઉ દાવરી,
નથી આડી રાહની, ન મુર્ખાઇ ભરી. ૨૮૯૨
ગયા ટોળેટોળાં બની સઉ નિદાંન,
સેપાહથી ભરાઈ ખીણો, કોહો, મેદાંન.
તે મચદાંથી વાંસળી, ઘોડાના પુકાર,
થયા ગોયા વાદળેથીબી પસાર.

## કયખુસરનું ગૂદર્ઝને વસીયત કરવું અને સરદારોને અસબાબ બક્ષેશ કરવો.

રહયા એક હફતો તેઓ એમ શાદ,
ન આવી ગમો રંજની કોઇને યાદ.
દીવસ આઠમે તખ્ત પર બેઠો શાહ,
વગર સાજ, અને ગુર્ઝ, ઝરરીન કોલાહ.
વખત આવ્યો તેના જવાનો જો પાસ,
તો ખોલ્યો ખઝાનાનો દરવાઝો ખાસ.
જો ખુલ્લો કીધો ગંજ આબાદને,
૧વસી કીધો ગુદર્ઝે કેશવાદને.
કહયું જોજે ગેતીના કામોને તું,
કે છે ઝાહીરે સાથે બાતીનમાં શું?
ખઝાનો કોઈ દીન સંગરવો પડેચ,
તો સખ્તીમાં કોઇ દીન ખરચવો પડેચ.

૧—ટ્રસ્ટી.

તું જોજે ¹ઈસરાઓ જે વિરાંન હોય,
ને પુલોબી નઝદીકે ઇરાંન હોય.
બીજું એ, તળાવો જેણી હોય ખરાબ–
થયા ઇરાંના, રંજે અફરાસેયાબ. ૨૬૯૩
બીજું બાળકો હોય વિના માત કોય,
તથા સ્ત્રી ધણી વિન, ને બેવસ્ત્ર હોય.
બીજું, હોય જે ચિઝની કોઇને અગત,
છોડવજે તું રંજથી તેઓને તરત.
ન તે માટે બંદ કરતો ગંજોનો દર,
વેંહચી કરજે જગની બુરાઇનો ડર.
ને જોજે થયાં હોયે શેહેરો વિરાંન,
થયાં હોય વાઘો, ને સિંહના મકાંન.
બીજું જ્યાં કે આતશ કદેહ હોય મકાંન,
વગર મુબેદો હોય પડયાં વિરાંન.
ઘટે કરવા આંતીશો રઓશન ફરી,
મેળવવી ઘટે નામના તેંમ કરી.
ત્રીજું જે કોઇ હોય નિર્બળ બદન,
સખાવત જેંણે કીધી જવાંનીને દન.
બીજું, હોય કુવાઓ જે પાણી વગર,
ઘણાં હોય ગુઝર્યાં વરષ જે ઊપર.
કરી ચાદી સોંનાના ગંજે આબાદ,
દીરમ તુચ્છ ગણજે, કરી મઓત યાદ.
બીજો ગંજ, કે નામ જેનું અરૂસ,
કીધો ભેગો કાઊસે જે શેહેરે તુસ. ૨૬૯૪
કહયું ગોદરઝને, બખશ તે તમામ,
કે રૂસતમ, ને દસ્તાં, ને ગેવને સુદામ.

૧–ધર્મ શાળાઓ.

અને તનના કપડાં ગણી સઉ લીધાં,
સપુરદ દરેક તેં હેમતનને કીધાં.
શું હારો, ને પહુલવાંનોના બાજુ બંદ,
તથા બખતરો, સર્વે ગુર્ઝો બુલંદ.
દીધું ગોસ્તેહમને, તે લાયક મુદામ,
પછી ચુંટયા ઘોડા, ને ઝીનો તમામ.
હતાં કીંમતી ઘોડાના ટોળાં જે ખાસ,
હવાલે કીધાં તુસ સરદાર પાસ.
દીધા ગોદરઝનેબી બાગો, ચમન,
ને મેહલો, જે યાદ આયા તેને તદન.
ને હથ્યારો તનના, હતાં તેને ગંજ,
કે જે ગંજ માટે હતી ખેંચી રંજ.
દીધાં ગેવ જંગીને બખ્થી તેવાર,
ધરાયો તખતથી જો ખુસરૂ જેવાર.
સરાપરદા, તંબુઓ, ને મેહેલ એક,
તબેલાઓ, ૧વાવટીઓ જાનવર દરેક.
ફ્રીબોર્ઝે કાઊસને, આપે શાહ,
શું ટોપો, ને બખ્તર, ને રૂમી કોલાહ.
ઝળકતો વધુ બૃહસ્પતિથીબી હાર,
ઝળકતી બે માણેકની વિંકી અપાર.
હતું જે ઊપર નામે શાહે જેહાંન,
હતી ના છુપી જે આં જગ દરમેયાંન.
કહયું આપી બેઝનને કે યાદ આય-
લે રાખી, ન બી વાવતો નેંકી સિવાય.
ઝરીન સાંકળો બે, તખત એક ઝરીન,
કમરબંદ ઝરીના, ફીરોઝા રનગીન.

૧—નાના તંબુઓ. ૨—મોહોર.

કહ્યું ગોસ્તેહમના તે ગઝદમને દઈ,
રહો પાક તુજ જીવથી ડાહપણ જોડઈ.
બીજું, દીધો સરપાવ રોહામને,
ને યાકુત ઝળકતાંની એક જામને.
ઝરી તાજ સાથે બે ઘોડા સરસ,
કમરબંદ, કોલાહની, પરીચેહેરો દસ.
કોરાં એક કપડાંનો ટાકો તમામ,
બે દીલ શાદ કરનારા નાના ગુલામ.
જેના લાલ હોટે બને શાદ જાન,
દીધું લાવી શીદુશને સઉ નિદાન.
કોલાહ બે ઝરી, બખતરો બે ઝરી,
ઝરીન ગુર્ઝ, ઢાલો ઝરાની ખરી. ૨૬૯૯
ને દસ હીન્દી શમ્શીરો, પાખર મુદામ,
સરાપરદા, ને શાહી તંબુ, તમામ.
મંગાવી તે અશકશને દીધા યકીન,
ચુંમી પહલવાંને તે પાસે ઝમીન.
એમજ દીધું ગુરગીંને મીલાદને,
ને બરઝીનને, ઝંગેને, ફરહાદને.
પછી કહે ઇરાંનીઓને મુજ આઇયામ,
કરીબ આવ્યો, ૧તાઝુ થયુંચ મારૂ કામ.
જેઓ જોઇયે મારેથી માંગો તરત,
છે બરખાસ્ત આં અંજુમનનો વખત.
રડ્યા સર્વે સરદારો ઝારી કરી,
જળ્યા દર્દથી શાહનશાહના ફરી.
કહે સર્વ કોઇ, હવે શાહરયાર,
કોણ રાખે છે તાજનો યાદગાર?

૧-યાને મારી ઇચ્છા પાર પડી છે.

## ઝાલનું કયખુસરૂ પાસેથી રૂસતમ માટે હકૂમતનું તહનામું માંગવું.



સુની ઝાલ શાહનો વફાદાર ખાસ,
કે ઊઠયો ઝમીન ને ચુંમો તેની પાસ.
કહયું એ કે અય પાદશાહે જહાંન!
છુપી રેહેવી જોઇયે ન ખાહેશ નિદાંન.
કીધું રૂસ્તમે શું! તું જાણેચ ઈરાંન,
ખમી જંગો ઝગડાની રંજો નિદાંન. ૨૬૯૭
ગયો કયકાઊસ જયારે માઝંદરાંન,
રાહા દુર કોસો ઘણાં દરમેયાંન.
તો બાંધ્યો ત્યાં દેવોએ કાઊસને,
બહાદુર ગોદર્ઝને, તુસને.
ગયો તનહાં ફીલતન, સમજયું જેવાર,
ધસ્યો તુર્ત માઝંદરાંને, તેવાર.
બેયાબાં, અંધારૂ, ને દેવો, ને શેર,
શું જાદુગર ઓરત, ને અઝદાહ દીલેર.
તેવી સખ્તી, રંજોથી, કાપી તે રાહ,
ને માઝીન્દરાં પુગ્યો નઝદીક શાહ.
ચીર્યું પહેલુબી દેવે સુફીદનું,
સીનું ગંદી અવલાદનું, બીદનું.
ઉખેડી લીધું તનથી [1]સંજેહનું સર,
પુગો શોર જેનો ફલક તક ઝબર.
ગયો જયારે કાઊસ હામાવરાંન,
ઝબર બંદે બાંધ્યો તેને બેગુમાંન.

[1]-એ નામનો દેવ.

તથા સાથે ગોદર્ઝ, અને ગેવ, તુસ,
દીલેરો, ને બાહાદુરો, દાંના, ખસુસ.
ગયો તેહેમતન લઇ સેપાહ બેશુમાર,
ઇરાંથી, ને ઝાબુલથી, ચુંટી સવાર. ૨૯૯૮
કીધો કયેદથી છુટો કાઊસને,
શું ગોદર્ઝને, ગેવને, તુસને.
કે સોહરાબ સમ બેટોબી આં જેહાંન,
જનમ્યો ન કોઈ નાના મોટાં મેયાંન.
કે માર્યો તેને કીને કાઊસ શાહ,
જેના દુઃખથી રડયો છે સાલો, ને માહ.
પછી કીધી કાંમુસની જંગ નિદાંન,
ઉડારી છે મર્દીથી ગર્દ આંસમાંન.
કરૂ તેના કામોનું કેટલું બયાંન,
ન અંત આવશે તેની વાતે નિદાંન.
ધરાયો તું શાહ જો તખતથી ને તાજ,
શું રાખેચ દીલેશેર [1]આ નેક કાજ?
તો દીધો જવાબ એવો કે તેના કામ,
કહે મુજ, તેની જંગો, રંજો, તમામ.
જાણે કોંણ? ખાવીંન્દે આંસ્માં વગર,
જે દેનારો આરામો, દાદો, મહર.
છુપા તેના હુંન્નર નથી બેશુમાંન,
નથી તેની જોડીનો કોઇબી જહાંન.
ફર્માવ્યુ, કે મુનશી ગયો તેની પાસ,
અબીર, કસ્તુરી, કાગઝો, લઇને ખાસ. ૨૯૯૯
લખાવી સનદબી તે શાહે ઝમીન,
સર અફરાઝ કયખુસરૂએ પાકદીન.

૧–યાને રૂસ્તમ માટે.

હતી કાજે અફ્સર, દીલેર, ફીઈલિતન,
જે મરદીથી મશહુર હર અનજુમન.
વડો તે ગણાશે આં જગ ચારો મેર,
જહાંદાર, સરદાર, બાહોશ દીલેર.
ફતેહમંદ સરદાર, ૧લશકર ફીરૂઝ,
જેને બખ્શું છું કુલ મુલક નીમરૂઝ.
ઝરીન મોહોર થઈ તે સનદ પર નિદાંન,
કે ઈન્સાફી ખુસરૂની રીતો સમાંન.
તો બખ્શી, કીધી તે ઊપર આફ્રીન,
હો આબાદ રૂસતમથી ઈરાં ઝમીન.
હતા સાંમના ઝાલ સાથે મહાંન,
કે, જે આવ્યા ગ્રહ કુંડળીઓ લઈ નિદાંન.
દીધાં તેંમણેબી ચાંદી, ઝર, ને લેબાસ,
મેળવ્યા એમજ સઉએ હીસ્સાઓ ખાસ.
દીઠું ૨ઝાલે એવું, દોઆ કીધી સખ્ત,
તે બાહોશ શાહને ફતેહમંદ બખ્ત.

## ગૂદર્ઝનું કયખુસરૂ પાસે ગીવને માટે સનદ માંગવું.

કે ગોદર્ઝ ઉઠયો રતે બેઠો જેવાર,
સહી વાત શાહ પાસ કીધી તેવાર. ૨૭૦૦
કહયું એમ અય શાહ ફતેહમંદ બખ્ત,
ન તું જેવો જોયો છે સાહેબે તખ્ત.
મનુચેહેરના વખ્તથી કયકોબાદ,
ને કાઊસથી તું શાહ મુંબારક ઓલાદ.

૧-ફોજનો સણગાર. ૨-યાને ઝાલ.

કમર બુઝરૂગો પાસે બાંધી હરેક,
ન આરામે બેઠો કદી રોઝ એક.
ઈકોતેર હતા મુજ નબીરા, પીસર,
રહ્યા આંઠ બાકી, ગુઝર્યા દીગર.
દીલે ગેવ બેદાર, જે સાત સાલ,
હતો ભૂખ્યો તુરાં ઝમીંને બેહાલ.
હતો વનમાં ખોરાક ગુરખર તમામ,
ને પોશાક તેનો શિકારોનું ચામ.
ઈશાં આવી શાહે શું જોયું ફરી?
કે તે માટે ગેવે શું ઝેંહમત કરી?
ધરાયો તું શાહ તાજો તખ્તે જેવાર,
ઉમીદ શાહથી રાખેચ ખુબીની તેવાર.
દીધો જવાબ, અહેસાં છે એથી અપાર,
દોઆ ગેવ પર હો હઝારો હઝાર.
ખુદાવંદે આલમ તેનો હોજો યાર,
રહો તેના શત્રુના ફુલ કાંટાદાર. ૨૭૦૧
કમી ઝયાદા મુજનું આં છે તારે દસ્ત,
રહો જીવે રઓશન, અને તનદુરસ્ત.
સનદ તેને ફર્માવી ૧કુમ એસ્ફહાન,
જે દાંના, ને સરદારોના જન્મ સ્થાન.
લખી મુશ્ક અંબરથી મુનશીએ છેક,
કે રેશમને કપડે સનદ શાહી એક.
કીધી સોનેરી તે ઉપર એક મોહર.
દોઆ શાહે કીધી તે નામા ઉપર.
રહો શાદ ગોદર્ઝથી દાદગર,
દીલે શત્રુ હોજો ગમે તર બ તર.

૧-એ નામના શેહેરો.

કહયું ઈરાંનીઓને ગેવ આં દીલેર,
છે પહલવાંની ગરદન, ને પંજાનો શેર,
તે જાણો કે મુજ યાદગારી છે ખાસ,
જે સોંપુચ અનામત તમારી હું પાસ.
તમો રેહેજો તેના હુકમમા તમામ,
ન ગુદર્ઝની વાતે ફરતા મુદામ.
હતા જેજે ગોદરઝીયાંનોબી પાસ,
દોઆ શાહ જવાં પર કીધી તેને ખાસ.

## તુસનું કયખુસરૂ પાસેથી પોતાને માટે તહનામું માંગવું.

ઊઠયો તુસ, બેઠો જો ગોદર્ઝ ખાસ,
ઝમીનને ચુંમી તેંણે ખુસરૂની પાસ. ૨૭૦૨
ને બોલ્યો ઓ શાહ રહો સુખી તું ઝરૂર!
બદીના સદા હાથ રહો તુંથી દૂર.
છુ હું બુઝરગોમાં, ફરીદુન ઓલાદ,
અમો નેંક બખ્તોમાં [1]આવ્યો કોબાદ.
કમર બાંધી છે મેં ઈરાંનીઓ પાસ,
તે બંદથી કમરને નથી ખોલી ખાસ.
હમાવનના પાહાડે, આં બખ્તરથી તન–
થયું ઝખ્મી, પાસે હતું ના કફન.
સિયાવક્ષના કીનામાં હું જંગગાહ,
દરેક રાત હતો પાસબાંને સેપાહ.
તજી ના સેપાહ જંગે લાદન મિયાન,
હતો જોકે અઝદાહના દમમાં નિદાન.

૧–યાને ગાદીએ આવ્યો.

જો હામાવરાં કયેદ કાઉસ હતો,
બીજો બંદબી ગરદને તુસ હતો.
હતો કયેદ તે સંગ હું માઝંદરાંન,
હતો શાહને માટેજ રંજ દરમેયાંન.
દરેક ગમ તે પાસે હું અફસર હતો,
હતો નેંક હું યા બુરો ગર હતો.
નથી મેં સેપાહને વિખેરી કહીં,
કે ફરીયાદ મુજની કરી કોઇએ નહીં. ૨૭૦૩
ધરાયો છે શાહ તાજો ગંજથી અગર,
ને જગ ફાંનીથી ચાહે છે જો ગુઝર.
છે મુજ શકિત કેટલી? હુકમ દે છે શું?
મારા ગુણ, હુંનરથી, છે વાકીફ તું.
જવાબ એવો આપી કહે શહરયાર,
છે ઝીંદગીના દુ:ખથીબી ઝયાદા અપાર.
કે રેહેજે તું કાવ્યાની ઝુંડાની પાસ,
ઝરીન જોડાનો રેહેજે સરદાર ખાસ.
મુલકની આ બાજુ, ખોરાસાન તુજ,
થજો નામીઓમા નસીબવાંન તુજ.
લખાઇ એક સનદ તે પ્રમાંણેની ખાસ,
બુઝર્ગો, અને બાહદુરોની તે પાસ.
કરી મોહર ઝરની તે કાગઝ ઊપર,
ઝરીન સાંકળી એક ઝરીનો [1]કમર.
તેને દઇ, દોઆઓ કીધી બહુ ઝબર,
ન તું માટે હો કોઇનું દીલ કીંને તર.

---

૧—કમરબંદ.

## કયખુસરૂએ લોહરાસ્પને પાદશાહી આપવી.

બુઝર્ગોના કામોથી ફારેગ થયો,
પછી શહનશાહ તખ્ત પાસે ગયો.
હતું નામ લોહરાસ્પ અફસર મેયાન,
બોલાયું તું ના શાહી દફતર મેયાન. ૨૭૦૪
સિહાઈ, સુફેદીનું, જંગ બંધ થયું,
ન ધર્તિનું ઢાંકણુ સિયાહ રહી ગયું.
સુફેદીથી દુર થઈ સિયાહી નિદાંન,
પનાહ પાંમી અંધકારથી જો જહાંન.
તો કયખુસરૂબી પાદશાહ દાદગર,
કે બેઠો ઝરી તાજ સંગ તખ્ત પર.
દીધો હુકમ બેઝનને, તો સંગ કોલાહ,
કે લોહરાસ્પને લાવ્યો નઝદીક શાહ.
તેને જોઇ ઊઠયો તુરત તાજવર,
ને લંબાવ્યા હાથો દોઆ દઇ ઝબર.
નિંચે આવ્યો તે તખ્તથી નામેવર,
ઊતાર્યું દીલ અફરોઝ તે તાજે સર.
દોઆ કીધી લોહરાસ્પને દઈ મુદામ,
ઇરાં મુલકની પાદશાહી તમામ.
મુબારક આં તુંજ તાજ હો તું ઉપર,
ને તું પાસે હોજો ઝમાનો નફર.
તને તાજ શાહી, ને સોંપુ છું ગંજ,
પુરાં જો થયાં કુલ મારાં દર્દો રંજ.
સિવા દાદ તું ખોલતો ના ઝબાંન,
થશે દાદથી ખુશ ફતેહમંદ, નિદાંન. ૨૭૦૫

ન કરતો રફીક દેવોને, સંગ રવાંન,
જો ચાહતો હોય તું કે રહે બખ્ત જવાંન.
બની અકલમંદ, ને થજે ૧બેઆઝાર,
ઝબાં કાબુમા રાખજે વારવાર.
ઇરાંનીઓને કેહે એના બખ્તથી,
દીલે શાદ રેહેજો એના તખ્તથી.
એ વાતે ઇરાંની અજબ થઇ ગયા,
ગોયા મસ્ત સિંહ સરવે ગુસ્સે થયા.
હરેક કોઇ થયા જયારે હયરત ઝબર,
કેહવો પડશે લોહરાસ્પને તાજવર.
ઉઠયો ઝાલ ઇરાંનીમાંથી તેવાર,
કહયો રાસ્ત દીલમાં હતો જે વિચાર.
કહયું એમ અરે પાદશાહ! તું બુલંદ-
કરેચ, ચાહે હો ખાકબી ૨અર્ઝમંદ.
પડો ખાક તે શખ્સને સર અપાર,
ધુળજ તેના આંત્માનો હોજો ઊતાર.
ગણે શાહ જે લોહરાસ્પને ૩પુર દાદ,
ન હરગેઝ કરશું તે ઝુલ્ગીની યાદ.
ઇરાં જો એ આવ્યો હતો સંગ ઝરસ્પ,
દીઠો હલકી સ્થિતીનો, સંગ એક અસ્પ. ૨૭૦૬
રવાંના કીધો તો અલાંનાની જંગ,
સેપાહ આપી ઝુંડો, કમરબંદ, સંગ.
ન બુન્યાદ જાણી, ન જોયા હુંનર,
સમજયો ન થયેલો એવો તાજવર.
છે આટલા બુઝર્ગોમાં શાહી ઓલાદ?
ન શાહના દીલે આવી કોઇની શું યાદ?

૧–કોઇને દુઃખ દીધા વગરનો. ૨–નાચીઝ. ૩–ઇન્સાફ ભર્યો.

કહયા સાંમના ઝાલે એવા સુખન,
તો થઈ તેને મળતી તમામ અનજુમન.
ઉઠયો શોર ઈરાંનીઓમાં ઝબર,
ન બાંધ શું અમે શાહ હવેથી કમર.
ન મયદાંને જંગ કોઈ લડશે, અગર–
જો લોહરાસ્પને લાવશે શાહ ૧ઉપર.
સુની ઝાલની વાત શાહે અગર,
તો બોલ્યો ઉતાવળ, ને તુંન્દી નકર.
કરેચ વાતો બેદાદીની કોઇ અગર,
તે જોતો ન આતશના ધુંવા વગર.
ઘટે છે આં કામે થવું શાદ બસ,
સિયાહ ધુંવાથી રઓશની છે સરસ.
ન કરતો બદી આપણી રબ પસંદ,
દુઃખી બદ છે ગેતીની ચાલે બુલંદ. ૨૭૮૭
ખુદાવંદ તેને કરેચ નેંક બખ્ત,
અને શાહી લાયક, દીપાવનારો તખ્ત.
જેમા દીન, શરમ, ખોરેહ, બુનીયાદ હોય,
ફીરૂઝગર, સખી, ને ધીરો, શાદ, હોય.
ઘવાહ રબ છે મારા કેહવા પર ઝરૂર,
હુંનર એ લોહરાસ્પને મલ્યા છે પૂર.
નબીરો છે હુશંગ તણો જેહાંનદાર,
સખી, પાક હાથોનો, દીલનો બીદાર.
ઓલાદે પશન છે તથા કયકોબાદ,
છે દીલ દાંનેશી ભર્યું, સર ભર્યું દાદ.
ઝમીનથી ઉખેડશે એ દેવોના મુલ,
રાહા કરશે ઝાહીર તે યઝદાંની કુલ.

૧–ઉચ પદવીએ.

એના બોધે બનશે ઝમાનો જવાન,
થશે પાક બેટો એનો, એ સમાન.
કહયુંચ દાવરે કરજે એ પર નઝર,
કીધું કંઈ ન'મે તેના હુકમો વગર.
કરો શાહ તરીકે દોઆ એ ઉપર,
માયા ભર્યા મુજ બોધે ફેરવો ન સર.
જશે દુર જે મુજ શિખામણથી ખાસ,
તેની વ્યર્થ મેહેનત જશે મારી પાસ. ૨૭૦૮
થશે એમ ખુદાથીબી તે નાસીપાસ,
થશે ડર ભર્યો દીલે ચોગમથી ખાસ.
સમજ્યા તેના બાલે આં શબ્દ પાક,
તો આંગળીને લાંબી કરી લીધી ખાક.
લગાડી તે હોટોથી માટી સિયાહ,
પુકારી બોલાવ્યો લોહરાસ્પને શાહ.
કહયું ગેતીનો [1]શાહ રહો ખુશ ઝરૂર,
બદીનો સદા હાથ રહો તુંથી દૂર.
ખબર કોણે? તું શાહ ફતેહમંદ વગર,
કે સોહરાસ્પ ખુન્યા [2]દે છે તાજવર.
લીધા કસ્મ જો લઇને ખાકે સિયાહ,
મુકી હોટે, તાબે થયો, બક્ષ ગુનાહ.
વધાવ્યાં રતેપર બુઝરૂગોએ ગોહર,
દોઆ શાહા લાયક કીધી તે ઉપર.

———

૧–ખુસરૂ. ૨–યાને લોહરાસ્પ ઉપર.

## કયખુસરૂનું ઇરાનીઓને અને પોતાની ખિદમતગાર પતિવ્રતા સ્ત્રીઓને વિદાય કરવું.



જો લોહરાસ્પથી બન્યો ફારેગ શાહ,
કીધી બાદ લશકરના કામે નિગાહ.
ઇરાનીઓને કહે મુંબારક તે શાહ,
લેવાની છે તમનેબી કાલે એ રાહ.
જવશ હું કમિની જો આ ૧ખાકથી,
તમો કાજે ૨ચાહીશ ખુદા પાકથી. ૨૭૦૯
જતી વેળા સર્વેના ચેહેરા ઊપર,
લીધા બોસા, આંખોના આંસુએ તર.
બગલગીર થયો પહલવાંથી તમામ,
ધરી તેંમણે રડયો પુકારી મુદામ.
કહ્યું ઠીક થતે કેવું! આં અંજુમન,
પોતા સાથે લઈ જઇ હું શકતે તદન.
આવ્યો ફઓજે ઇરાંથી એવો પુકાર,
કે રાહ ભુલ્યો ખુરશીદ ફલકપર અપાર.
ને ૩પરદા પૂઠે બાળકો, મર્દો, ઝન,
ગલીઓમા, બાઝારોમા, અંજુમન.
રૂદન, હાયવાય, પુકારો, વલી,
હતી શાહની માતમ ગલીએ ગલી
ધર્યાં માથાં સરદારોએ સવ ખાક,
કીધાં દર્દથી આં, કફન ચાકચાક.
તથા સારી ધર્તિ ધ્રુંજી સર બ સર,
અજબ જેથી બન્યા બુઝર્ગો ઝબર.

૧-જહાંનથી. ૨-છુટકારો ચાહવશ. ૩-ઘરોઘર.

કહે એમ ઇશિનીઓને ત્યારે શાહ,
કે કરજો શિખામણ ઉપર સઉ નિગાહ.
જે રાખતા હો દબદબો, બુન્યાદ ગર,
તે રેહેજો ખુદઇ ન્યાય પર શાદ તર. ૨૭૧૦
હવે દઉ છું સધ્યારો મુજ જાનને.
કે છોડું છું નેકનામીથી જેહાનને.
ન મેં બાંધ્યું દીલ ફાંની ગેતીમા આય.
સરૂશ જેથી આવ્યો છે થઇ રહનુમાય.
એ કહી માંગ્યો ૧શબરંગ બેહઝાદને,
કીધા લશ્કરે શોરે ફરીયાદને.
આવ્યો શાહી મેહેલે તે ગમગીં તદન,
સરવ સીધાં જેવું, થયું વાંકુ તન
હતી ચાર દાસી જોયા આફતાબ,
જેનું મોંહ ન જોયું હતું કોઇએ ખાબ.
બોલાવી તે પુતળીઓ પરદાથી, પાસ,
કહયો ભેદ દીલનો તેને સર્વ ખાસ.
કે જાઉ છું હું ફાની જગથી ઝરૂર,
ન રાખતાં તમો દીલ ગમો દર્દે પૂર.
હવેથી મને જીવતો જોગો નહીં,
ધરાયો છું બેહદ ગેતીથી અહીં.
જવા ચાહું છું દાવરે પાક પાસ,
જણાંતી ન રાહ પાછો ફરવાની ખાસ.
બેહોશ થઇ ગઇ ચારો ખુરશીદ ચહર,
રડી દર્દો, ગમ મોહબ્બતોથી ઝબર. ૨૭૧૧
તોડી નાંખ્યા બાલો, અને પીખ્યું અંગ,
ચુંથી નાંખ્યા પોષાકોબી રંગ બે રંગ.

૧–સિયાહ રંગનો ઘોડો.

પછી હોશમાં આવી જે કોઈ તેવાર,
કહયું એમ, કરીને રૂદન, ને પુકાર.
હે અમનેબી સંગ ફાની ગેતીની આય,
એ નેકીના કામે તું થા રેહનુમાય.
કહે તેને એમ દબદબા ભર્યો શાહ,
તમોબી ગુઝર કરશો એવીજ રાહ.
છે કયાં શાહા જંમશીદની દુખતરો?
છે કયાં દબદબા ભર્યા નામેવરો?
કયાં માદર છે? બેટીએ અફ્રાસેયાબ,
જે હયાં આવી, જયહુનનું ઓળંગી આબ.
છે માહા આફ્રીદ તુરની બેટી કયાં?
ન તે જેવી જોઈ કોઈએ ગેતીમા હયાં.
બિછાનું જેનું ખાક ઈંટોનું છે,
ન જાણું છે દુઝખે, યા બહેશ્ત તે.
ઝમીં ભેદ ખોલી પોતાનો ઝબર,
દેખાડે અવલથી તે આંખેર અગર.
બગલ જેની છે તાજદારોથી પુર,
સીનું જેનું ખુંને સવારોથી પુર. ૨૭૧૨
ભરી દાંના મર્દોથી દાંમન ઝરૂર,
ખીસું ૧માહરૂખોથી છે પેહરણનું પૂર.
મુકે ટોપ ચાહે, મુકે તાજ સર,
મગર દાંતો, પંજા, કઝાના તેપર.
ઘટે નેકીથી આં સજાવું બદન,
ન છીનવી જશે કોઇ નેકી તદન.
ન દુઃખ દેતાં મુજને જવાની આં પલ,
થશે મુજને મળવાનો રસ્તો સરલ.

૧–માહતાબને ચેહેરેની પુતળીઓથી.

લોહરાસ્પને તેર્યો પુકારીને પાસ,
કીધી વાત બહુ તેંણીઓ માટે ખાસ.
લોહરાસ્પને કહે મારી પુતળીઓ આંય,
મારા બાગની જેઓ રઓનક ગણાંય.
તેને એજ જગ્યે, અને એજ ઘર,
રેહેવા દેજે તું જ્યાં સુધી છે અગર.
ન થાય એમ, કે યઝદાં તુને તેડે પાસ,
એવાં કામે તુજ, જાંન લજવાય ખાસ.
ને જોય મુંજને સ્યાવક્ષ સાથે અગર,
બને ગમગીં બેહુ શાહની શર્મે ઝબર.
કબુલ્યું લોહરાસ્પે તે સરવે બયાંન,
છુપાવીશ તેંણીઓને આંખો સમાંન. ૨૭૧૩
કરી તંગ કમર ત્યાંથી તે [1]જવાન ખાસ,
પૂર્યો તે [2]ઈરાંનીઓની આસપાસ.
શીતાબીથી ઘર હયાંથી પાછા ફરો,
ન મુજ દર્દો, ગમ, કોઈ દીલપર ધરો.
ન કરતા આં ગેતીથો મુરબઇ નિદાંન,
ધરાવેચ દગો જે ભિતર દરમિયાંન.
સદા રેહેશે ગેતી, ને આપણ જશું,
ન ઇન્સાંને મરવા સિવા છે કશું.
ન જીવતા સખાવત, ખુશાળી વગર,
મને યાદ નેંકીથી કરજો મગર.
થજો શાદો, ખુરરમ, તે યઝદાંથી સખત,
જજો શાદો, હસ્તા, કે આવે જો વખત.
તો કુલ નામદારોએ ઈરાં સેપાહ,
ધર્યા સર ઝમીને, તે નઝદીક શાહ.

૧-કયખુસરૂ. ૨-ઇરાની સેપાહની.

કે શાહની શિખાંમણ અમો જીવ સમાન,
બજાવીશું જીવતાં સુધી જાવેદાંન.

## કયખુસરૂનું પહલવાનો સાથે જંગલમાંથી પાહાડ ઊપર જવું અને કયખુસરૂનું ગુમ થવું.

ફરી તેડયો લોહરાસ્પને શાહે પાસ,
કહયું પાસે આવ્યો છે મુજ વખ્ત ખાસ.
જા સાચવ શાહી તખ્ત રીતી સમાંન,
સિવા નેકી બી રોપતો ના જહાંન. ૨૭૧૪
તને રહે, જો આસુદો વિન રંજથી,
તો ના લાડ કરતો કોલાહ ગંજથી.
સમજ કે થશે તારોબી દીન સિયાહ,
થશે તારી ચઝદાંની નઝદીક રાહ.
કુલ ઇન્સાફ જોજે, ને કરજે ઇન્સાફ,
ને છોડવજે તન શાહી, ગેતીથી સાફ.
લોહરાસ્પ ઘોડેથી ઊતર્યો તે વખ્ત,
ઝમીનને ચુંમી, લાગો રડવાને સખ્ત.
કહે તેને ખુસરૂ કે બનજે ખુશાલ,
રેહેજે ૧દાદમાં તાણું વાણું મીસાલ.
ગયા સંગ તે, ઇરાંથી અફસરો,
દીલેરો, ને દાંનાઓ, દાંનીશવરો.
શું ગોદર્ઝ, ગેવ, ઝાલઝર, તેહેમતન,
બહાદુર ગોસ્તેહમ, જંગી બીઝન.
કે સાતમો ફરીબોર્ઝ કાઊસબી,
અને આંઠમો નામવર તુસબી.

૧–યાને ઇન્સાફમા જેમ તાણામા વાણો હોય તેમ વિંટલાયલો રેહેજે.

સેપાહ ટોળેટોળાં ગઇ એમ ઝબર,
તે મયદાંથી લઇ પાહાડની ટોંચ પર.
કે ખાધો તેઓએ ત્યાં દમ હફતો એક,
ભિંજવ્યા ઝરા સુક્કા હોટોને છેક. ૨૭૧૫
પુકારતા તે જુસ્સાથી આં કામે શાહ,
જવા રંજ તરફ કોઇ મેળવતા ન રાહ.
છુપા મુબેદો એમ કેહેતા તમામ,
ન કોઈએ કહ્યા એવા જગમા કલામ.
ઉદાવ્યું શિખરથી જો ખુરશીદે સર,
આવ્યાં લોકો ગેતીના ભાગોથી હર.
કે એક લાખ ઇરાંની મર્દો, ને ઝન,
ચાલ્યાં પાદશાહ સંગ કરતાં રૂદન.
ભર્યો કોહ પુકારો, ને શોરે, તે વખ્ત,
આવ્યા જોશમાં પત્થરો સર્વ સખ્ત.
થયું શું તને શાહ? કહે શખ્સ હર,
કે રોશન આં દીલ બન્યું ગમ દર્દે તર.
જો લશકરથી પુગ્યો આં આઝાર હોય,
ને કરતો તું આં તાજને ખ્વાર હોય.
તો કહે! પણ નહીં છોડ તખ્તે ઇરાંન,
નવો શાહ ન કર, કાજે જુની જહાંન.
બની ખાક રેહેશું તુજ અસ્પ તણી,
સેવા કરશું [1]આઝરગોશસ્પ તણી.
ગયાં કયાં તારાં અકલ, દાંનાઇ, હોશ?
ન આવ્યો ફરીદુન કણેબી સરોશ. ૨૭૧૬
ખુદા પાસે કરશું સેતાયશ અમે,
ને આતશ કદેહ કરશું ન્યાયશ અમે.

૧-એ નામનું કયખુસરનું બંધાવેલું આતશ કદેહ.

કરે બક્ષીશ અમ પર ખુદા પાક ગર,
દાંના તારૂ દીલ, ફેકે નૂર અમ ઊપર.
અજબ શહનશાહ બન્યો ૧એ કામે ખાસ,
તેયા અંજુમનમાંથી દાંનાઓ, પાસ.
કહયું એમ કે સારૂજ થશે હયાં તમામ,
ન રડવું ઘટે નેક કામે મુદામ,
કરો સરવે, યઝદાંના શુક્રો, સેપાસ,
ન રેહેતા સિવા ખુશ, ને યઝદાં શેનાસ.
નઝીક આવશે આપણુને મળવાનો વખત,
ન થાઓ ગમગીં મારા જવાથી આં સખ્ત.
કહયું સરદારોને કે આં કોહો પર–
થી, પાછા ફરો તમ, શહનશાહ વગર.
છે લાંબી આં મંન્ઝીલ વિના આબ સખ્ત,
નથી ઘાસ, યાકે ન પાંનો, દરખ્ત.
જેથી આવવું મારગમાં કોતાહ કરો,
ને રોશની તરફ જાંનની રાહ કરો.
ન કોઇ પાર કરશે આ ૨રેતી ઝરૂર,
સિવા હોય ખુરેહ, દબદબો, જેને પૂર. ૨૭૧૭
કે ત્રણ નાગી ગરદન ફરાઝો નિદાંન,
ફર્યા પાછા સમજીને એવું બયાંન.
શું દસ્તાં, શું રૂસતમ, શું ગોદર્ઝ પીર,
અકલમંદ, દાંનાઓ, ને ૩યાદગીર.
મગર ફર્યાં ત્યાંથી નહીં ગેવ, તુસ,
ફરીબોર્ઝ, બીઝન, બહાદુર ખસુસ.
ગયા સંગ એક રાત, ને એક દીવસ,
થયા ગમગીં ખુશ્કી, બેયાબાંથી, બસ.

૧–રૈયતની એવી રીદાગીરીના કામે. ૨–રેતીનું રણ ૩–યાદદાસ્ત શકિતવાળા.

તે રાહ પર ઝરો એક આવ્યો નઝર,
જહાં જોય ખુસરૂ ગયો ત્યાં મગર.
ઉતર્યાં તે રોશન ઝરાની ઊપર,
લીધો દમ ઝરા ખાઇ, પીને, મગર.
પછી બોલ્યો શાહ એમ પહલવાંનો પાસ,
કે જઇયે થોભી આજ રાતે હયાં ખાસ.
કર્યે વાતો વિટેલાં કામે તમામ,
હવેથી ન જોશે મને કોઇ મુદામ.
ઊઠાવશે જો ઝુંડો નુરી આફતાબ,
ઝમીં રંગીં બનશે આં, સોનેરી આબ.
મારી તેજ વખ્તે જુદાઇ થશે,
સરૂશથી મગર આશનાઈ થશે. ૨૭૧૮
જો આં રાહથી દીલ ચાહશે ફરવા અગર,
તો તનથી કરશ દુર પાપી જીગર.
ગયો ભાગ એક સિયાહ રાતે અગર,
ઉભો રબ કણે કયાંની તે નામવર.
ને ધોયું તે નિર્મળ જળે સર ને તન,
ભણ્યો ઝંદ અવસ્તાનેબી પોતે મન.
કહયું નામવર દાંનાઓને નિદાંન,
હવે હોજો તમને નમન જાવિદાંન.
ફલક પર જો આવશે હવે આફતાબ,
ન જોશો હવેથી સિવા મુજને ખાબ.
નહીં કાલે રેહેતા સુકી રેત પર,
ચાહે વરસે વાદળથી કસ્તુરી ગર.
કે આવશે આં કોહથી પવન એવો સખ્ત,
જશે ટુટી ડાળો, ને પાંનો, દરખ્ત.

વરસસે બરફ વાદળેથી સિયાહ,
ન મળશે તમોને ઇરાં તર્ફ રાહ.
થયાં સુની સરદારોનાં ભારી સર,
સુતા પહલવાંનો તે દુ:ખથી ઝબર.

## કયખુસરૂ સાથે ગયલા પહલવાંનોનું નાશ પામવું.

ઉઠાવ્યું જો ખુરશીદે પાહાડેથી સર,
થયો ગુમ શાહ સરદારોની નઝર. ૨૭૧૯
કીધી શાહનાં 'શોધકોએ શોધ જયાં,
ગયા જંગલે રેતીના રણમાં ત્યાં.
નહીં કેથે ખુશરૂની જોઇ નીશાંન,
ફર્યા પાછા રાહથી દીવાંના સમાંન.
થયા તંગદીલ, ને દુ:ખી, તે ઝબર,
ઝમીં કાપી, શાહને મેળવ્યા વગર.
આવ્યા તેઓ રડતા, ઝરાની તે પાસ,
દીલે ગમ ભર્યા, નાતવાં હાલે ખાસ.
હરેક જણ ઊતર્યા ઝરાની તે પાસ,
દોઆ ગેતીના શાહ ઊપર કીધી ખાસ.
કહયુ [1]શાહનું કહેલુ ફરીબોર્ઝે ખાસ,
જોડઇ રહો અકલ જેના રૂહ પાક પાસ.
દીધો પહલવાનોએ તેને જવાબ,
તેની વાતે દીલના લગાડયું શીતાબ.
ઝમી ગર્મ છે નર્મ, ખુલ્લી હવા,
નથી ઠીક થાકેલા હયાંથી જવા.

૧–યાને શાહે કીધેલી બરફના તોફાનની આગાહી.

થશું આસુદા કાંઈ ખાઇ જેવાર,
ઝરા પાસે સૂઇશું, પછી જઇશું યાર.
ઝરા પાસે સઘળા ઊતર્યા મુદામ,
ને ખુસરૂની વાતો ચલાવી તમામ. ૨૭૨૦
ન કોઈ જોશે એવી અજાયેબી ગર,
ગુઝારશે ગમે એટલી જગમાં ઉમર.
દીઠું કયાં જવું શાહ તણું એ સમાન.
સમજયું'બી નહીં નામદારોથી બ્યાન
અફ્સોસ તેના ડાહપણ, સિતારાનો નેક,
બુઝર્ગીનો, દીદાર, કદનો, દરેક.
રે! અફ્સોસ બુલંદ તુખ્મના શાહ તણો,
જે શાહોથી મર્દીમાં ચઢતો ઘણો.
એવાં કામે હસ્સે બુઝર્ગોબી ખાસ,
કે જીવતો ગયો કોઇ યઝદાંની પાસ.
થયું શું એને? જાણે કોણ? આં જહાંન,
કહીએ શુ ? ન સમજી શકે કોઇના કાંન.
કહ્યું નામદારોને ગેવે નિદાંન,
ન સુનસે કદી એમ દીલેરોનાં કાંન.
શું મર્દી, શું બક્ષીશો, દાહો, હુનર,
શું કદ, નામદારી, તુખમ, ને ચહર.
હતો જંગમાં હાથી, વચ્ચે સેપાહ,
કોલાહ પેહેરેલો બઝમમાં ગોયા માહ.
પછી ખાધું જે કાંઇ હતું તેઓ પાસ,
ગયા ખાબ કરવા તુરત, ખાઇ ખાસ. ૨૭૨૧
એવામાં ચઢી વાદળ, આવ્યું તુફાન,
કે વાદળ થયું સિંહના ચર્મ સમાન.

ઝમીંથી બરફ ચઢયું ૧સઢ વ્હાંનોના,
જણાયા ન નેઝા પહલવાંનોનાં.
એકા એક ડટાયા બરફમાં તમામ,
ન જાણું તેઓ કાં રહયા તે મુકામ.
બરફ નિંચે તરફડિયા તે ઝાઝો વખત,
હતા ગાર સમ ગોયા ખાડામાં સખ્ત.
ન રહી શકિત કોઇનેબી તે દરમેયાન,
ગયા અંતે મીઠા તે સર્વેના જાન.
પેલી તર્ફે રૂસતમબી તે પાહાડ પર–
હતો, કંઇ સવારોની સંગ આલઝર.
રહયા પાહાડે રહતા ત્રણેક તેઓ રોઝ,
અને ઉગ્યો ચોથે જો ૨ગેતી ફીરોઝ.
તો બોલ્યા કે લંબાયું કામ આ ઝબર,
કહાં સુધી થોભીશું કોહ, સંગ, પર.
અગર હોય શાહા ગેતીથી ગુમ થયો,
યા આપણથી ઉડી હવા સમ ગયો.
તોબી નામદારો ગયા ક્યાં દીગર?
શું ખુસરૂની સલ્લાહ નમાની મગર? ૨૭૨૨
રહયા એક હફતો તે કોહની ઉપર,
બીજે હફતે ઘભરાટે પડયા ઝબર.
થયા ઝારી કરતા, ને રડતા, ઝબર,
ભુંજાતા ગોયા તેઝ આતશ ઉપર.
પીખે બાલો ગોદર્ઝે કેશવાદ ગર,
તથા પાડે આંસુ, ને ટુંપે ચહર.
કહયું જોઇ હશેના બદી કોઇએ ગર,
પુગી તુખ્મે કાંઉસથી જે મુજ ઉપર.

૧–યાને વાંહણોના સઢ જેટલું ઉંચે. ૨–જગને દીપાવનાર ખુરશીદ.

ધરાવતો હું લશકર નબીરા પીસર,
જે મુલ્કોના માલીક, હતા તાજવર.
મુઆ જેઓ સ્યાવક્ષને કીને તમામ,
થયો દીન સિયાહ કુળ કુટુંબી મુદામ.
હવે આંખથી ગુમ થયો છે દીગર,
કોણુ જોઇ નવઇ, જે પડી મુજ ઉપર
કહયા ઝાલે ધીરજનાં શબ્દો તે પલ,
કે દાદે ખુદા સંગ રહો તુજ અકલ.
કે ફરશે તે પાછા, દેખાશે જો રાહ,
બરફથી ખુલી જઇ જણાશે જો રાહ.
હવે જોઇયે રહેવું ન કોહ પર ઝરાક,
જવું જોઇયે. હયાંથી, રહયો ના ખુરાક. ૨૭૨૩
મોકળશું થોડા પ્યાદાઓને તે રાહ,
એકું દીનમા લાવશે નિશાંને સિપાહ.
ગયા કોહથી દુઃખ સાથે રડતા ફરી,
ને યાદોબી કોઈ કોઇની સઉએ કરી
શું બેશીની, ફરઝંદની, મીત્રો તણી,
ચમનનાં સરવ જેવા શાહની ઘણી.
ગયા પ્યાદા, જોયા તેઓને તે વાર,
તો કાઢયા તે જગ્યાથી ખેંચીને બાહાર.
લાવ્યા શેહેરમાં તેઓને તેજ હાલ,
હતું હીસ્સે સર્દારોને એજ મીસાલ.
દરેકોના દોખમાં બનાવ્યાં વરી,
પરવાર્યા પછી તેઓનો સોગ કરી.
ઝમાનાની છે એજ દીન ને રસમ,
ભલો વખ્ત રેહેતો નથી દમ બ દમ.

સિયાહ ખાકથી લાવે એકને ઉપર,
નિંચે નાખે શાહા તખતથી દીગર.
ન શાદ એથી, કે ના તેથી દર્દમંદ,
એવીજ રીતીનું છે ફલક આં બુલંદ.
થયું શું દીલેરો, ને શાહે જહાંન–
નું, બનતાં સુધી દીલથી કર દુર ધ્યાંન. ૨૭૨૪

## લોહરાસ્પનું કયખુસરૂના ગુમ થવા વિષે વાકેફ થવું.

જો લોહરાસ્પ વાકીફ થયો ૧કામે શાહ,
સેપાહથી, કે ગયેલી જે તે સંગ રાહ.
તો બેઠો ઝરીન તાજથી તખ્ત પર,
કે આવ્યા પહલવાંનો ઝરરીન કમર.
હતા ખાન્દાંની જે, બેઠા દરેક,
જેમાં નામદારો હતા નામી છેક.
તો લોહરાસ્પ ઊઠીઓ, નિગાહજો કરી,
કીધી રાસ્ત વાતો ખુબીથી ભરી.
કહયું મોટે અય અફસરો લશકરી!
સુની હોશે ૨શાહની શિખામણ ખરી.
નથી જે મારાં તખ્તથી કોઈ શાદ,
તે રાખતો નથી બોધ ખુસરૂનો યાદ.
ફરશ જે કહયું છે, ને ફરમાવ્યું તેમ,
બજાવશ હુકમ, રાખી નેંકીની નેમ.
તમોબી તેની નસીહતે પાછો હાથ–
ન ખેંચતા, ન રાખતા છુપું મારી સાથ.

૧-ખુસરૂના કામના. ૨-ખુસરૂની.

ખુદાનો ગુનેહગાર છે તે શખસ,
જે શાહોની નસીહત ન માણે છે બસ.
બદી નેકી જે કંઈ ધરાવતા હો ખાસ,
જણાંવવી તે જોઇયે છે સઉ મારી પાસ. ૨૭૨૫
દીધો સામના એટ્રાએ જવાબ આમ,
લીધું ખુસરૂએ, શાહ કરી તારૂ નામ.
કબુલ છે તેના બોધો, સલલાહ, અપાર,
જશે તેની હદથી ન મુજ પગ બાહાર.
તું શાહ છે, અમો સઊ છીયે તાબેદાર,
જશું તુજ વિચારે, ને હુકમે, ન બાહાર.
હું, રૂસતમ, તથા ઝાબુલી સરવે સાથ,
ન ધોશું કદી તારી મહોબ્બતથી હાથ.
સિવા એના જેની જુદી રાહ હશે,
તેના હાથ નેકીથી કોતાહ થશે.
જો લોહરાસ્પે, દસ્તાંની સમજી તે વાત,
દોઆ દઈ બગલગીર થયો તેની સાત.
કહયું એમ કે રાસ્તી, ને ઇન્સાફ, આય,
કદીના તમારાં કમી, જુઠ, થાય.
કીધા તમને પયેદા એમજ દાવરે,
કે રંજો, બુરાઇને, નાબુદ કરે.
તે ૧ગેતીનો શાહ, નેક બખ્ત, નેક રોઝ,
જેણે હાલ તમને દીધો ૨નીમ રોઝ.
સિવા એના શાહી જેબી હોય અગર,
તે સઉ કંઇ લીયો હાથમાં તમ મગર. ૨૭૨૬
નથી મારો તમથી જુદો ગંજ દરેક,
છીયે તનમાં, શાહીમાં, ખાંન્દાંમાં એક.

૧–કયખુસરૂએ. ૨–સીસ્તાંનનો તમામ મુલ્ક.

કહ્યું ગોદરઝને, છે બાતીને શું ?
તે કહે દીલથી અયે જગના પહલવાંન તું.
તો ગોદર્ઝ કહે છું હું એક તન મગર,
વગર ગેવ, બેહરામ, બેઝન વગર.
કહી એમ પગથી તે સર તક લેબાસ,
ચીરી નાંખ્યો ચીની અને રૂમી ખાસ.
કહ્યું ઝઈફ ગોદર્ઝે પહલવાંનો પાસ,
મુબારક છે તે, મળ્યો મટ્ટીમાં ખાસ.
અફસોસ મારાં કુલ નેક ફરઝંદ તણો !
અફસોસ ખુબસુરત બેટાઓનો ઘણો !
અફસોસ પહલવાં ગેવ રોઈનતન તણો !
તે શમશીર કશ, દાંના, બીઝન તણો !
આવ્યો જોશમાં રજે ખેશીથી ગર,
બોલ્યો બુમો પાડી, રડીને, ઝબર.
કબુલ છે, જે કંઇ ઝાલ બોલ્યો તમામ,
છુપાવશ ન કોઇ વાત તુંથી મુદામ.
કહ્યું જે અવલ નઝદીકે [1]શાહરયાર,
કે જે માટે રાસ્તી લખાયોચ કરાર. ૨૭૨૭
તું શાહ છે, અમો છીયે તુજ તાબેદાર,
છીયે ગેતીમાં તારા ફરમાંબરદાર.
કીધી સરવે સરદારોએ આફરીન,
હુકમ પર ધર્યાં સર તેઓએ ઝમીન.
દીલે શાદ તે વાતોથી થઈ ગયો,
ગયા ખ્યાલો બદલઈ ફુલી ખુશ થયો.
દીઠું કામ પોતાનું અંદાઝા સર,
બનાવ્યું તેને એક નવું તાજે ઝર.

૧–કયખુસરો પાસે.

કીધો એક દહાડો મુબારક પસંદ,
કે માંથે ધરે તાજ શાહી બુલંદ.
ગોયા કે ફરીદુ મુબારક [1]ગોહર,
મેહેરગાંન મહીને ધર્યું તાજ સર.
તેમજ માહ મહર, રોઝ નામી મહર,
તોલામાં સુરજ આવે આસ્માંન પર.
સજાવ્યું તે ખુસરૂના અયવાંનને,
દીપાવ્યું નવેસરથી ઈરાંનને.
છે ચઢતી ને પડતીની એવી જહાન,
જો એક ડર ભર્યો, તો બીજો શાદમાન.
છે રીતભાતો એવી ઝમાનાની ગર,
ફરેચ આથી તેપર, તેથી આ ઉપર. ૨૭૨૮
ખુશી તેથી કોઈ, ને દુ:ખી તેથી એમ,
ઘટે છોડી દેવું, શુ? કેટલા? ને કેમ?
જો પરવાર્યા ખુસરૂના કામે અગર,
તો આવ્યે લોહરાસ્પના કામો ઉપર.
હવે તાજ અને તખ્તે લોહરાસ્પ શાહ,
સજાવી એસાડશ તેને તખ્તગાહ.
ફતેહમંદ તે [2]પાદશાહો બુલંદ,
જેનાથી છે આશા, ને ખઓફે ગઝંદ.
દીએ નેકી દોસ્તોના દીલને મગર,
તે લાવે છે આફત દગાખોર પર.
છે આં ઝઈફ લેખક ઊપર મેહેરબાંન,
જે ખોલેચ સુખનની સીફત પર ઝબાંન.
સુખન તેઝ જો ઝાંખ પકડે શીતાબ,
કરેચ ઝાંખને દુર પુરાંણો શરાબ.

૧–બુનીયાદ. ૨–અતરે ફીરદુસી શાહ મહમુદ માટે કહે છે.

આવે શખ્સ પર જે બુઢાપો શીતાબ,
બનાવે તેને જ્વાંન જુનો શરાબ.
શરાબે જણાંએ, શું બુનીયાદ છે?
તુખમ નેંક છે, યા બેબુનીયાદ છે?
જો હોય પીઠ વાંકી, બદન ઝઈફ સખ્ત,
શનિ તક કરે સર, જો થાય [1]નિમ મસ્ત. ૨૭૨૯
પીયે મર્દ કાયર, પૂરે થઇ દીલેર,
અગર પીએ કોહલું, બને મસ્ત શેર.
પીનારાનો બુન્યાદ ખોલે તમામ,
છે બંધ દરવાજાની તું ચાવી મુદામ.



૧-અરધો છાકટ.

# લોહરાસ્પ.

## લોહરાસ્પની પાદશાહી એકસો વીસ વર્ષ હતી લોહરાસ્પનું તખ્ત ઊપર બેસવું અને તેનું શેહેર વસાવવું.



જો લોહરાસ્પ બેઠો તખતની ઊપર,
દીલઅફરૂઝ ધર્યું જેંણે તાજ સર.
તો બેઠો ખુદાની સેતાયેશમાં,
વધારો કીધો તેની ન્યાયેશમાં.
કહ્યું એમ કે રબ દાવરે પાકથી,
કે રેહેજો ઉમીદ ભર, ડરી ધાકથી.
છે ફરતાં ફલકનો ચિતારનાર તેજ,
છે બંદાનો રૂતબો વધારનાર તેજ.
કીધા દર્યા, પાહાડો, ઝમીં, સર બ સર,
ફેલાવ્યું બુલંદ આંસમાં તે ઉપર.
છે એક ઝડકી [1]ફરતું, તો છે [2]ઝજડ દીગર,
પગો જેને ફરવા ન દીધા મગર.
દડી, [3]વચ્ચે આપણ, ચોગાંન આંસમાંન,
જેના હાથથી છે નકો ને ઝેયાં ન.
ખુશી દીલ તું છે પણ કઝા તેઝ દસ્ત,
ગોયા બેઠો લડવાને હોય શેરે મસ્ત. ૨૭૩૦

૧-ફલક. ૨-ઝમીન. ૩-ઝમીન ને રમતની લાકડી જેવાં ફલકની વચ્ચે આપણુ દડી જેવા છીયે.

કે લાલચ, અને લોભને, દુર કરો,
ને પોતાની મુર્ખાઈ મનઝુર કરો.
બુલંદ તખ્ત, આં શાહી તાજે, મગર,
ન ચાહુશું, અકલ, દાદ, શાંન્તિ વગર.
જેથી આપણે ફાલે ફાંની જહાંન,
ન આવે લડાઈ, શ્રાપ, કે રંજ, નિદાંન.
હું ખુસરૂની નસીહુતથી ઝયાદા કરશ,
કીના, લોભને, દુર મનથી ધરશ.
મુજ ઇન્સાફે સંતોષથી રેહેજો શાદ,
સુખી રેહેજો, કરતા ના કીનાને યાદ.
કીધી જગના સરદારોએ આફ્રીન,
કબુલ્યો તેને શહુરયારે ઝમીન.
રાહુત પાંમ્યો લોહરાસ્પ નામી તે બાદ,
પાંમ્યો ગંજ અક્કલનો, ખુશીની મુરાદ.
કીધાં માણસો રૂમ રવાંના તે બાદ,
શું ચીનમાં, શું હિંન્દમાં, ને મુલ્કો આબાદ.
હતા દાના જે સર્વ હર મુલ્ક મ્યાંન,
હતા નેંક કામે જેઓ શકિતવાંન.
ધરી સર્વ કોઇએ વતનમાંથી રાહ,
પુગા આવી સઘળાઓ દરગાહે શાહ. ૨૭૩૧
બેકારો રહયા બદનમાં થોડા વખ્ત,
ભલું, ભુંડું, દાંનઈથી મેળવ્યું સખ્ત.
કીધું શેહેરબી એક શાહે તઇયાર,
શું મોહુલ્લા, ગલીઓની સાથે, બઝાર.
જગા કીધી હુર મોહોલ્લે "જરને સદેહ,"
હતી જે કે ફરતી તે આંતશકદેહ.

એક આતશ કદેહ કીધું બરઝોન નામ,
હતું મરઝીનું, કીર્તિવંત, પુર દમામ.

## ગુસ્તાસ્પનું ગુસ્સો કરી બાપની નઝદીકથી જતું રેહેવું અને ઝરીરનું તેને પાછો લઇ આવવું.



બે ફરઝંદ હતાં સુરતે બેહુ માહ,
જે લાયક હતાં શાહી તખ્તો કોલાહ.
ઝરીર એક, ગુશતાસ્પ નામે દીગર,
નરે સિંહના લાવતા નિંચે જેઓ સર.
અકલમાં પિદરથી હતા ઝયાદાતર,
સેપાહમાં ઊઠાવ્યાંતાં મહીંથી સર.
બે શાહઝાદા લોહરાસ્પ નઝદીક હતા,
જે લોહરાસ્પના માનિતાઓ થતા.
કદમ નેંક સરફ્રાઝ બેહુ [1]શાહ હતા,
નબીરા શહા કયકાઉસના થતા.
હતા બન્ને બેટીએ કાઉસથી,
તુખમમાં મિનો ચેહેર અને તુસથી. ૨૭૩૨
સર અફરાઝ, જંગી, દીલેર, નામદાર,
કદી જંગોથી ના ધરાતા લગાર.
હતો જાંન લોહરાસ્પનો તેથી શાદ,
નહીં કરતો ગુશતાસ્પની જેથી યાદ.
હતો જેથી ગુશતાસ્પની ગમગીં ઝરૂર,
હતું સર લોહરાસ્પનું હંકારે પૂર.

૧—શાહઝાદાઓ.

જતો એ પ્રમાણે વીતી કંઇ વખત,
થતો શાહથી ગુશતાસ્પ દુ:ખીયો સખત.
થયું એમ કે પારસમા એક દહાડો તખ્ત,–
બિછાવ્યું નિચે, ફુલે ભર્યાં દરખ્ત.
ફરમાવ્યું લોહરાસ્પે તો ઊમરાવો ખાસ,
ને કંઈ ફઓજી સરદારો આવ્યા તે પાસ.
મંગાવી તે સુફ્રા ઊપર મયની જામ,
કીધું શાહે ગેતીનું દીલ ખુશ તમામ.
તો ગુશતાસ્પ ઉઠયો, પીધો મય અગર,
કહયું એમ અય રાસ્ત શાહ દાદગર!
મુબારક તને બેસવું શાહી પર!
હમેશાં રહો નામ તારૂ અમર!
તને દીધાં યઝદાંએ કોલાહ, [1]કમર,
તથા તાજ કયખુસરૂનું દાદગર. ૨૭૩૩
છું બંદો હું એક હાલ તુજ દર ઉપર,
તારાં બખ્ત, અને તાજનો, છું નફર.
ન જોતો હું કોઈ મર્દાને મર્દ હોય,
લડાઈમા જે મુજ હમનબર્દ હોય.
સિવા સામના ઝાલનો તેંહમતન,
લડી શકતો જેનાથી ના કોઇ જન.
જો ગેતીથી ખુસરૂ ધરાઈ ગયો,
તને તાજ આપી વિદાયે થયો.
ધરાઉ છું ખાન્દાં અમીરી અગર,
તો કયાંની તખત, તાજ, મુજ નામે કર.
છતાંબી રહીશ હું તને તાબેદાર,
એમજ રહી કહીશ હું તનેજ શાહરયાર.

૧–કમરબંદ.

તો ગુશ્તાસ્પને કહે સમજ અયે પીસર !
ન ઠીક, જો કરે તુન્દી કોઈ નામવર.
કહું છું હું ખુસરૂની નસીહત મગર,
કે સમજી ન ફેરવે તું ઈન્સાફે સર.
કહયું છે મને દાદગર શાહે ખાસ,
કે ઉગીયું ચમન પાસ જો હોય ઘાસ.
મળે તેને પાણી, કદાવર બને,
ચમન સઘળો તે અયેબથી તર બને. ૨૭૩૪
ન કર મોટી ઇચ્છાઓ, છે જવાંન તું,
કરે વાત તો કર ધરી ભાંન તું.
સુની એવું ગુશ્તાસ્પ, દીલ ભર્યે દર્દ,
ગયો બાપ પાસેથી લઈ ચેહેરો ઝર્દ.
કહયું ખ્યાલ કરજે પરાયાને એમ,
એમજ કરજે, ફરઝંદથી કરતો ના તેમ ?
હતા લશકરી તેના ત્રણસો સવાર,
જે જંગી હતા જંગ લાયક અપાર.
કે ઊતરી નિચે, ને બોલાવ્યા નફર,
કહયો ભેદ દીલનો તેઓને મગર.
જવા આજ રાતે તઈયારી કરો,
દીલો, આંખો, દરબારથી દુર ધરો.
કહયું એકે તેમાંથી, રાહ કયાં ધરેચ ?
કાંહાં રેહેશે ? જો તું ઊઠાંગ્રી કરેચ ?
એવો જવાબ દીધો કે હિંન્દુ તણો–
શહા, મુજને રાખશે જીવે ખુશ ઘણો.
શાહે હિંન્દનું નામું છે મારી પાસ,
લખ્યું રેશમ ઉપર કસ્તુરીથી ખાસ.

તું મુજ પાસે આવે તો નોકર હું છું,
ફરશ ના તારા કબોલ ફરમાંને હું. ૨૭૩૫
સિયાહ રાતે અસ્વાર થઈ ફઓજ સાથ,
ચાલ્યો ગુસ્સા ભર્યો, ધરી ગુર્જ હાથ.
કે બાંમદાદે લોહરાસ્પને થઈ ખબર,
થયો ગમગીં, કમ થઈ ખુશાળી ઝબર.
બોલાવ્યા સેપાહથી બુઝર્ગોને ખાસ,
અને વાતો સરવે કીધી તેની પાસ.
કીધું શું ગુશ્તાસ્પે કરો તમ નઝર?
આં દીલ દર્દ ભર્યું, ને ધુળ ભર્યું સર.
પાળ્યો, જ્યાં સુધી ૧ખેંચી ગર્દન ઊપર,
થયો ગેતી સારીમાં જોડી વગર.
કે આવ્યાં છે ફળ એમ વિચાર્યું જેવાર,
ત્યારેજ ગુમ ચમનથી થયું મેવાદાર.
કહી, બેઠો પુર ધ્યાનમા બહુ વખત,
ઝરીર આવ્યો પાસે, જો તેર્યો તરત.
કહયું લે સેપાહથી ચુંટી એક હઝાર-
લડાયક, જેબી હોય દીલેરો સવાર.
શીતાબીથી જા દોડી તું હિન્દ તલક,
ન રહો જાદુગરના ઝમીનો મુલક.
તરફ રૂમ નવદરનો ગેસ્તેમ ગયો,
તરફ ચીન ગોરાઝેહ રવાંના થયો, ૨૭૩૬
જહાં જોય ગુશ્તાસ્પ આંખોથી તર,
જતો વધ્યો આગળ જે ગુસ્સે ઝબર.
આવ્યો એમ નઝદીક કાબુલ શીતાબ,
જોયાં જ્યાં ફળો, ઝાહડો, હર્યાળી, આબ.

૧–નઓ જવાન થયો.

ઊતર્યા ખુશીની જગાએ જઇ,
રહયા એક દહાડો તે આરમ લઇ.
હતા પુર શિકારોથી પાહાડો શીતાબ,
હતાં દુધ, મય, સમ નદીના તે આબ.
સિયાહ રાતે સાકીથી માંગ્યો શરાબ.
કીધી બન્તિઓ, પાસે નદીના આબ.
સિયાહીથી ખુરશીદ ઉગ્યો જે વાર,
તો લઇ બાઝો, કુતરા, પડયા ત્યાંથી બાહાર.
ઝરીરબી જેની પૂઠે દોડતો અતી,
કરી ઢીલ ના કોઇ જગાએ હતી.
આવ્યા રાહથી ઘોડાઓના જો પુકાર.
તો પડયા દીલેરો તે જંગલથી બાહાર.
જે ગુશ્તાસ્પે કાંનોથી સાંભળ્યા ખાસ,
તો બોલ્યો તે નામી અમીરોની પાસ.
ઝરીરનાજ ઘોડા સિવા આં પુકાર-
નથી, ફકત તેનોજ છે સિંહનો ડકાર. ૨૭૩૭
તે આવે, તો તનહાં ન આવતો હશે,
લઠાયક સેપાહ સંગ લાંવતો હશે.
એ કેહેતો, તેવાંમા સિયાહ ધુળ તુરત,
દેખઇ, સંગ ઝુંડોબી હાથી સુરત.
હતો પેશે લશકર તે અફસર ઝરીર,
જે દોડતો પવંન સમ રાહામાં દલીર.
ને ગુશ્તાસ્પને જોઇ રડતો ગયો,
તુરત તેની સાંમે પેયાદો થયો.
અને દાદગરની સેતાયશ કીધી,
તથા ભાઇ પાસે નેયાયશ કીધી.

તેઓ એક બીજાને બગલગીર થયા,
પેલાં જંગલે ઝારી કરતા ગયા.
હતા જે કે અફસર, સેપાહ દરમેયાન,
શાહ લોહરાસ્પ ગણુતો જેને પહલવાન.
બેસાડયા તેઓને બોલાવીને પાસ,
હરેક બાબતોની કીધી વાતો ખાસ.
બોલ્યો એમ તેઓમાંથી એક નામવર,
ઓ ગુશ્તાસ્પ બાહદ્દર ઝરરીન કમર.
ઈરાં અંજુમનના સેતારે શિનાસ.
સમજીયે છિયે જેને કાબેલો ખાસ. ૨૭૩૮
કહેચ, બખ્તમાં ખુસરૂ જેવો થશે,
ને મરતબો શાહીબી તેવો થશે.
હવે હિંન્દુ રાજાનો તું તાબેદાર–
બને, તેમાં મળતા નથી અમ લગાર.
નથી કોઇબી તેઓમાં યઝદાંપરસ્ત,
પકડશે ન એક જનબી તું શાહનો દસ્ત.
પસંદ આવશે અક્કલમાં? કર કંઈ વિચાર,
કે થાય એક રાજાનો શાહ તાબેદાર?
પિદરની તો છે તુંથી નેંકી તમામ,
તો જાણુતો ન હું, શું છે રંજોનું કામ?
સુની એવું ગુશ્તાસ્પ રડયો અપાર,
ને વરસાવી આંખોથી આંસુની ધાર.
પછી બોલ્યો અયે કીર્તિ શોધનાર ખાસ,
નથી આબરૂ આપણી, બાપ પાસ.
બહુ [1]કાઊસીનુંજ કરનાર છે,
શાહી તાજ, મોટઇબી દેનાર છે.

[1]–કાઊસની ઓલાદનાઓનું.

જગા મારી તારી તે નઝદીક નથી,
વિના તાબેદારી, સલાહ ઠીક નથી.
ફરૂ છું હું હમણાં તું ખાતર મગર,
છે લોહરાસ્પથી તો ખુને તર જીગર. ૨૭૩૯
મને દેશે તાજે ઈરાં જો તે એમ,
પુંજશ, બુત પરસ્તો પુંજે બુત જેમ.
ન તો રહીશ ના તેની દરગાહામાં,
ન દીલ થાશે રોશન, તેના [1]માહામાં.
મળશ હું ન એવી જગો જઈશ હાલ,
ને રાખીશ લોહરાસ્પ થકી મુલ્ક માલ.
કહી એટલું ફર્યો તે જંગલથી ખાસ,
આવ્યો નામવર તે શહનશાહની પાસ.
સમજ્યું લોહરાસ્પે તો લઈ અફસરો,
ગયો સામો લઈ ભારી તે લશકરો.
દીઠું મોંહ પિદરનું જહાંજુયે ખાસ,
કે ઘોડેથી ઊતરી ને કીધી સેપાસ.
તો લોહરાસ્પે તેને બગલગીર કરી,
તેની દરગુઝર ચાહી, સંતોષ ધરી.
કે તુજ તાજ, તાજે સરે માહ થજો,
તુંથી દેવના દસ્ત કોતાહ થજો.
જે રાહ બદ કે બતલાવે છે તુને એમ,
વઝીર બદ, દીયે બદ સલાહ શાહને જેમ.
છે મુજ નામે શાહી, ને તાજો, ને તખ્ત,
તારાં છે [2]મહર, [3]કઓલ, [4]સત્તા, ને [5]બખ્ત. ૨૭૪૦
તો ગુશ્તાસ્પ બોલ્યો અરે શહરયાર!
છું તુજ દરનો હું એક ગાયા પેશકાર.

૧–ચાંદ જેવા ચેહેરામા. ૨–વફાઇ. ૩–ભકિત. ૪–સત્તા. ૫-સિતારો.

જો કમ કીર્તિ કરશે તોબી રહીશ નપૂર,
કરશ ગિરવી દીલ તારાં પૂરમાનો પર.
બુઝર્ગો, કે જેઓ હતા સાથે રાહ,
ગયા ખુશ થઈ તેઓ અયેવાંને શાહ.
સજાયો મેહેલ ગોહર જડિતનો શીતાબ,
ને મંગાવ્યું ખાણું, ને રંગીં શરાબ.
કીધું જશ્ન, ગો ચંદ્રના આસમાંન–
થી, તારા વરસ્યા તે જગ્યે નિદાંન.
થયા મસ્ત એવા તે કુલ અફસરો,
કે પુલોના તાજોથી સજ્યાં સરો.
ગયા તે, થયો વખ્ત કંઈ એ ઊપર,
ન જોઇ આં જવાંને પિદરથી મહર.
હતો કાઊસીઓથી લોહરાસ્પ શાદ,
ને કયખુસરૂનીજ તે સદા કરતો યાદ.
હજી દુ:ખથી રડતોતો ગુશ્તાસ્પ છેક,
સલાહકારોથી કરતો વાતો દરેક.
કહયું હું કુશીશો કરૂ છું ઝબર,
નથી ચારો કંઇ હાથ આવતો મગર. ૨૭૪૧
સવારોને લઈ હું જતો રહું અગર,
મોકળશે સેપાહ સાથે અફસર પીદર.
ફેરવશે મને રાહથી યુક્તિ કરી,
કરી આજઝી, ને શિખામણ વરી.
જો જાઊ છું તનહા, તો શર્માઊ છું,
દીલે દુ:ખી લોહરાસ્પથી થાઊ છું.
તેનું દીલ છે કાઊસીઓથીજ શાદ,
નથી તેને મોહબ્બત પોતાની ઓલાદ.

જો જાઊ હુ તનહા, બોલાવશે તે કેમ?
શાહા જાણશે શું? ગયો કેમ એમ?

## ગુશ્તાસ્પનું બાપની આગળથી પાછું રૂસાઇને રૂમ ચાલી જવું.

લોહરાસ્પેનો ૧શબ્દીઝ સિયાહ રાતે ખાસ,
કસી ઝીન ગુશ્તાસ્પનું, લાવ્યા પાસ.
પછી પેહેર્યો પોશાક ચીની, ને ઝર,
તથા તાજ, હોમાનાં ખોસેલાં પર.
ઈરાંથી તે ચાલ્યો હવે રૂમ પર,
પિદર જોતો શાહી, અને રાહ પીસર.
જો ગુશ્તાસ્પથી બન્યો વાકીફ પિદર,
થયો દુ:ખી, કમ થઈ ખુશાળી મગર.
બોલાવ્યો વઝીર, ને બુઝર્ગો તમામ,
કીધી વાતો ગુશ્તાસ્પ માટે મુદામ. ૨૭૪૨
કહ્યું એમ તેઓને કે આં શેરે નર,
જે ધુળ અંદર રગડે છે શાહોના સર.
શું ધારોચ એમાં, શું કરોચ ચારો તમ?
નહીં સેહેલ મનથી એને ધારો તમ?
કહ્યું એક મુબેદે, અય નેક બખ્ત!
છે બાહદુરોને વાહળાં તાજો ને તખ્ત.
ન ગુશ્તાસ્પ જેવો પીસર કોઇ ઘરે,
સમજ્યોબી ના કોઈ નામેવરે.
તેનાથીજ વધી તારી શાહી મગર,
ઊંધા છે તેના ડરથી શત્રુના સર.

૧-એ નામનો ઘોડો.

મોકલ ચારે ગમ કાસીદોને તું બસ,
દેલાવર, ને બુઝરૂગો ૧પૂરીયાદરસ.
ન કરતો બખીલાઈ, જો આવે મુદામ,
નહીં લોભ કરતો, લે તદબીરે કામ.
ઘણાં જોશે તાજ એવું કયાંની, મગર,
સદા રેહેશે એની ન કોઇ પર મહર.
હે ગુશ્તાસ્પને ગેતીની આં સેપાહ,
ને કીર્તિની મુક તેને માંથે કોલાહ.
સિવા પહલવાં રૂસતમે નામદાર,
ન ગેતીમા જોતા એવો કોઇ સવાર. ૨૭૪૩
બુઝર્ગીમાં, કદમાં અકલમાં, ચહર,
ન સાંભળ્યો કાને એવો નામવર.
મોકલ્યા લોહરાસ્પે નજૂમીઓ ખાસ,
તેને શોધવા ગેતીની આસપાસ.
ગયા, પણ તે આવ્યા નિરાસે પુરા,
આવ્યા જોઇ, કે તેના ગ્રહો છે બુરા.
મલ્યો બખ્તમાં ઠપકો લોહરાસ્પને,
ગમી, તનનું દુઃખ, હીસ્સે ગુશ્તાસ્પને.

## ગુશ્તાસ્પનું નદી ઓળંગી જવું અને તેનું રૂમમાં પહોંચવું અને મુફલેસીને લીધે તે મુલકમાં ધંધાની શોધમાં રખડવું.

આવ્યો જ્યારે ગુશ્તાસ્પ દર્યાની પાસ,
થયો પ્યાદો, જોયો ૨વેરેદારે ખાસ.

૧-દાદ લેનારા. ૨-કર ઉઘરાવનારે.

હીશૂઈ નામે બુઢ્ઢો હતો તે મગર,
સખી, દાના, દબદબાનો, બખ્તાવર.
ગુશ્તાસ્પે કહ્યું દઈ દોઆઓ અથાક,
અકલ સાથી હોજો તારા જીવે પાક.
હું નામીચો ઇરાંનો હું એક ૧દબીર,
દીલે દાના, ચાલાક, અને ૨યાદગીર.
જો કીશ્તીમાં લઈ કરશે પાણીથી પાર,
સદા મારે સર રહેશે તારો આભાર.
કહ્યું તેણે, તું તાજ લાયક ઘણો–
છે, ટોપ, અને બખ્તર, તથા લૂંટ તણો. ૨૭૪૪
જેથી ભેદ હવે ખોલી દે મારી પાસ,
ને છોડ પાર દરિયો થવાની તું આસ.
બોલ્યો રાસ્ત, જોઇયે મને ૩હદયો હયાં,
છે ડૉળ અને રીત મુનશીની તુમાં કયા?
હીશૂઇથી સુની બોલ્યો ગુશ્તાસ્પ એમ,
ન તુજથી છુપાવવી મને કોઇ નેમ.
જે ચાહશે તું મુજથી, ન ખોટું કહીશ,
દીનારો, ઘોડો, તાજ, શમશીર દઇશ.
થોડાં એક હીશૂઇને દીધા દીનાર,
થયો શાદ તે મર્દ હદયે અપાર.
સઢો ખેંચ્યા કીશ્તી ઉપર સર બ સર,
ઊતાર્યો જહાંજુયને ખુશ્કી ઉપર.
હતો રૂમમા એક ઝિલ્લો ઝબર,
જે લંબઇમાં ફરસંગ ત્રણનો મગર.
વસાવીતી સલ્મે જગો મન પસંદ,
હતું પાય તખ્ત કયસરોનું બુલંદ.

૧–મુનશી. ૨–યાદદાસ્તવાલો. ૩–ઇનામ.

આવ્યો શહર પાસે જો ગુશ્તાસ્પ ગર,
જગા જોવા લાગો, ઉઘ્યેગી શહર.
કર્યો હફ્તો એક રૂમની આસપાસ,
જોવા ધંધો ન શેહેરે આગદ ખાસ. ૨૭૪૫
હતી પાસે ચીઝો તે ખરચી કરી,
ભટકતો તે ગમગી, નિસાસા ભરી.
ફર્યો કાંઇક વખ્ત શેહેરે ગુલઝારમાં,
આવ્યો ૧મેહેલે કયસરથી દરબારમાં.
કહયું એમ વઝીરને, અરે દસ્તગીર,
છું ઇરાંનનો એક હું નામી રહબીર.
તારાં કામે રેહેવશ મદદગારમાં,
કરશ મન પસંદ સર્વે દરબારમાં.
હતા જે કે મુનશીઓ તે બારગાહ,
કરવા લાગા તે એક બીજા પર નિગાહ.
કલમ એથી પોલાદી રડની થશે,
ને કાગઝનો ચેહેરો ભુંજાઇ જશે.
એને જોઇયે બેસવાને ઘોડા બુલંદ,
કમાં બાઝુ ઉપર, ને ઝીન પર કમંદ.
પુકારી કહયું અમને મુનશી મગર,
નહીં જોઇયે, રાહ હયાંથી તારી તું ઘર.
સુની એવું ગુશ્તાસ્પ, દીલ ભર્યે દર્દ,
કચેરીથી ફર્યો, એ ગાલોએ ઝર્દ.
જીગરથી તે સર્દ હાય ખેંચીને ખાસ,
અને ચાલ્યો કયસરના ગોવાળિયા પાસ. ૨૭૪૬
હતો જે જવાંમર્દ, નસ્તાર નામ,
હતો દાંના, ચાલાક, બાહદુર તમામ.

૧-કયસરના મહેલ તરફથી. ૨-મુનશી.

ગયો બહુ તે નાસ્તાર પાસે જેવાર,
નમનથી દોઆ કીધી તે પર તેવાર.
ગોવાળ્યાએ જોઇ દીધો આવકાર,
બેસાડયો તેને પોતા પાસે તે વાર.
છે કોંણ મર્દ પુછયું, કહી દે તુરત?
દીસેચ શાહી ખસ્લત, ને શાહી સુરત.
જવાબ એવો દીધો કે અય નામદાર!
છું ઘોડો દોડાવનાર બાહદુર સવાર.
મને રાખ હું કામે આવીા જઇશ,
મુસીબત, ને રંજે, મદદગાર થઇશ.
તો નસ્તાર કહે હયાંથી પાછો તું ફર,
તું છે હયાં બેગાંનો, નિરાધાર નર.
હયાં જંગલ છે, દર્યો છે, ઘોડા મગર,
ઘોડા કેમ સોંપું પિછાંનત વગર.
ફર્યો સુની ગુશ્તાસ્પ ગમગી ઝબર,
ચીરાતું ગોયા ચામ તનની ઉપર.
કહયું જે દીયેચ બાપને દુઃખ અગર,
પડેચ રંજ બહુ તેના બેટા ઉપર ૨૭૪૭
ગયો ત્યાંથી નિકળી, ઝડપ બહુ કરી,
ને કયસરના સાર્વોનોની રાહ ધરી.
દોઆ એક કરી ત્યાં ઉપર સારવાંન,
કે રહો મનનો ચાલાક રોશન રવાંન.
તે દાનાવ, ગુશ્તાસ્પનો જોઇ ચહર,
ગયો સાંમો લેવા, બેસાડયો મગર.
બિછાવ્યું બિછાણુંબી જલ્દી મુદામ,
હતી ચીઝો ખાવાની, લાવ્યો તમામ.

તો ગુશ્તાસ્પ બોલ્યો, કહ્યું સારવાંન,
ફતેહમંદ અય દોસ્ત રોશન રવાંન!
મને કાફલો ઉંટનો સોંપ યાર,
ગમે તેટલો મુજને તું દેજે પગાર.
કહ્યું સારવાંને અરે શેરે નર!
ન શોભે તુંને કામ હલકું ઝબર.
તુ કેમ કરશે ઝીંદગી અમો સમ ગુઝર?
છે બેહતર, કે કયસરને મળવું તું કર.
તને કરશે એ વાતે હાજત વગર,
ન કયસરની દરગાહ સિવા ખ્યાલ કર.
છે રાહ દુર બહુ, સાંઢણી છે મગર–
સરસ, છે વળી આદમી રાહાબર. ૨૭૪૮
ફર્યો ત્યાંથી, તે પર દોઆઓ કરી,
ને ચાલ્યો શહર તર્ફ ગમગીં ફરી.
હતું ભારી દીલ થયલું રંજે અપાર,
આવ્યો ત્યાંથી લોહારોના તે બઝાર.
હતો નામવર એક બુરાબ નામ,
ખુશીથી જે કરતો તો લોહારી કામ.
હતો નાલબંદ શાહી ઘોડાનો ખાસ,
હતો લાગવગ જેનો કયસરની પાસ.
મદદગાર ચેલાઓ પાંત્રીશ થતા,
હથોડા, ને લોખંડમાં પુરવિન હતા.
દુકાંને તે, ગુશ્તાસ્પ બેસી રહ્યો,
લોહાર તના બેસવાથી કાયર થયો.
તો લોહાર બોલ્યો અરે [૧]નેંક ખુ,!
દુકાંનેથી મુજ લેવા ચાહે છે શુ?

૧–ભલા માણસ.

કહ્યું તેને ગુશ્તાસ્પે અય નેક બખ્ત!
હદીશ ના હથોડા, ને આં કામે સખ્ત.
જો રાખશે મને તું, મદદ હું દઇશ,
સખત રંજ એરણ હથોડાથી લઇશ.
જો બુરાબે સાંભળ્યું તેનું બયાંન,
થયો રાગવા રાજી ચેલા સમાંન. ૨૭૪૯
ઝબર ગોળો આંતશે કીધો ગરમ,
થયો જો ગરમ, લાવ્યા એરણની ગમ.
હથોડો દીધો ભારી ગુશ્તાસ્પને,
થયા એકઠા લોહારો તેની કને.
ટુટો ગોળો, એરંણ, હથોડ તે વખ્ત,
જેની ચરચા ચાલી બઝારોમાં સખ્ત.
ડરી બોલ્યો બુરાબ કે, અય જવાંન!
તારા ઝોરથી છે એરણ નાતવાંન.
ન પત્થર, ન આતશ, ન એરણ, ન ૧દમ,
સુની એવું ગુશ્તાસ્પને લાગો ગમ.
ગયો ભુખ્યો ફેંકી હથોડો સુદામ,
ન ખાવાનું પાસે, ન રહેવાનું ધામ.
ન કોઇ પર સદા રેહેતાં સખ્તી, કે રંજ,
તથા ના સુખો, યા ખુશાળી, કે ગંજ.
ભલું ભુંડું આપણુથી થાયેચ પસાર,
અકલમંદ નથી બનતો ગમગી લગાર.
કે ગુશ્તાસ્પ દીલથી હતો દર્દમંદ,
પોકાર્યો તે જુસ્સે, ફલક સંગ બુલંદ,
આવ્યું જગમા તે ફાલે ના વિન ઝહર,
દીઠું ગામ એક તેંણે નઝદીક શાહર. ૨૭૫૦

૧–હવા ફુંકવાની ધંમ્મન.

હતા ચશ્માં પાણીના, ફુલ, ઝાહાડ, પાંન,
જવાં મર્દ માટે હતું ખુશ મકાંન.
હતું ઝાહાડ છાંયાનું જ્યાં પાણી પાસ,
હતાં છુપ્યાં કીરણ સૂરજનાંથી ખાસ.
કે બેઠો તે સાંયામાં મર્દે જવાંન,
હતો દર્દે ભર્યો, અને દુઃખી જાંન.
તો બોલ્યો કે અય દાવરે કીરદેગાર!
ગમજ મારે ફાલે છે જગથી અપાર.
નથી જોતો મુજ ગ્રહ બુરા હોય કદી,
તો ના જાણું કાં આવે છે સર બદી?

## ગામડાંના પટેલનું ગુશ્તાસ્પને પોતાને ઘર લઇ જવું.

કે સુંદર તે ગામેથી એક નામદાર—
વડો, જે થયો તે કણેથી પસાર.
દીઠો તેણે આંખોએ આંસુઓ સાથ,
હડપચી નિંચે જેને ટેકેલો હાથ.
કહ્યું તેણે રે! ઓ સખી મર્દ જવાંન!
થયો કાં દુઃખી, ને સિયાહ આં રવાંન?
જો હયાંથી તું આવી શકે મારે ઘર,
થોડો વખ્ત મેહેમાં બને મુજ અગર.
તો બનશે કદી ગમ કમી દીલ ઉપર,
થશે સુક્કાં, પાંપણના તીરોના સર. ૨૭૫૧
કહ્યું તેને ગુશ્તાસ્પે અયે નામવર!
છે બુન્યાદ કોણુથી, મને કહે મગર?

દીધો તેને પેલા ધણીએ જવાબ,
શું કારણ તુને હાલ પૂછવું શીતાબ?
છું બાહદુર, શાહે ફરીદુન ઓલાદ,
નથી જેહાંનમા જેવી તેવી બુન્યાદ.
સુની એવું ગુશતાસ્પ ઉભો થયો,
અને નામવર તે ધણી સંગ ગયો.
આવ્યો જ્યારે સરદાર ઘર દરમેયાંન,
સજ્યું મેહમાં કાજે પોતાનું મકાંન.
રાખ્યો તેને ભાઈ મીસાલે અહીં,
ગરીબી થવા દીધો ગમગીં નહીં.
ગયો કંઇ વખત એ મીસાલે અપાર,
એ કામે થયા કંઇક મહીના પસાર.

## કયસરની છોકરી કતાબુન સાથની ગુશતાસ્પની સગાઇનું દાસ્તાંન.

હતો એવો કયસરનો ધારો તેવાર,
કે વયમાં તેની બેટી આવે જેવાર.
થતી જો તે નેંક બખત પરણવા સમાંન,
ને જોતો તેણીને તે લાયક નિદાંન.
તો ભરતો તે અયવાંનમા બઝમ એક,
બુઝર્ગો, સલાહકારો, દાંના, દરેક. ૨૭૫૨
જમાં કરતો, જે તેણી લાયક થતા,
જેમા નામી ગરદન ફરાઝો, હતા.
પીદર મેહેલમાં, બેટી ચંદ્ર સમાંન,
પતી શોધવા ફરતી મહફીલ મેયાંન.

મગર દાસીઓ રેહેતી એમ આસપાસ,
ન કોઈ જોઈ શકતું બુલંદ તાજ ખાસ.
ઝનાનામાં કયસરના તે વખ્ત શીતાબ,
હતી બેટી ત્રણ ગો વસન્તી ગુલાબ.
જે કદમાં, ચેહેરામાં, ને નરમાઇમાં,
હતી લાયકો શર્મ, દાનાઇમાં.
વડી એક કતાબુન નામે હતી,
ડાહી, દાંના દીલ, ખુશ મિજાજી અતી.
કતાબુને રાતે દીઠું ખાબથી,
કે ઝળકી રહયો મુલ્ક આફતાબથી.
ને મહેફીલમાં એક મર્દ પયેદા થયોચ,
તે ટોળામા [1]પર્વીન જેવો થઈ રહયોચ.
બેગાંનો, કે જે ટોળાં અંદર હતો,
દુઃખી દીલ, ને દાંના, મુસાફર હતો.
કદે સીધો સર્વ, ને ચેહેરાએ માહ,
ને બેસવું તેનું ગોયા શાહ તખ્તગાહ. ૨૭૫૩
કતાબુને કલગી તેને એક દીધી,
તેંણી પાસે કલગી ખુશીથી લીધી.
ઉગ્યો જ્યારે ખુરશીદ, પડતાં સહવાર,
ને જાગરૂત થયાં કુલ સરે નામદાર.
કીધું કયસરે અંજુમન એક ઝબર,
બુઝર્ગો, ને જે કોઈ હતા નામવર.
બેસાડયા તે મહેફીલમા સરવેને શાદ,
બોલાવી પરી ચેહેરોને તેની બાદ.
કતાબુન ગઈ સાડ બાંદીઓ સાથ,
હતી કલગી નરગેસી પુલોની હાથ.

૧-શનિશ્ચર સિતારા જેવો.

ફરી એવી કે થાકી ગઈ તે ઝબર,
પસંદ એક ન આવ્યો ટોળાંથી મગર.
ફરી મેહેલથી પરદામાં તે ઘડી,
પતિ શોધમાં, ચાલી દીલથી રડી.
બની એટલે ૧કાગોની પાંખો ઝમીન,
પણ ઊગ્યો જો કોહુથી ૨ચેરાગે ઝરીન.
તો ફરમાવ્યું કયસરે રઈયત મેયાંન,
જે સરદારો હોય રૂમમાં ધન્યવાંન.
તેઓ આવે સરવે આં મેહેલે બુલંદ,
જેથી સારી રીતે કરે તે પસંદ. ૨૭૫૪
પુગો સરવે સરદારોને એ પયામ,
હરેક નામદારો, ગરીબને, તમામ.
તો ચાલ્યા તે કયસરની દરગાહ ઝરૂર,
સજી સર્વે સણગાર ઊમ્મીદે પૂર.
તો ગુશ્તાસ્પને કહે પેલો મર્દ નેક,
છુપાશે કહાં સુધી ઘરમાં તું છેક?
તુંબી આવ, કદી મેહેલ મોટો, ને તખ્ત–
જોવાથી, થશે ઓછો ગમ દીલનો સખ્ત.
સુની એમ ગુશ્તાસ્પ ને સંગ ગયો,
રવાંના તે કયસરને મેહેલે થયો.
સરદારોની જગ્યાથી ખુણામા જઇ,
દુઃખી જીવે બેઠો દરદમંદ થઈ.
ગયા દીલે ડાહપણ ભરેલા ગુલામ,
કતાબુન, ને ગુલરૂઓ દાસી, તમામ.
ફરી પોતાના મેહેલમાં આસપાસ,
પૂઠે દાંના, આગળ તે દાસીઓ ખાસ.

૧–સિયાહ રાત ૨–યાને આફતાબ.

બોલી, જોયો ગુશ્તાસ્પને જ્યારે દૂર,
થયો ભેદ સ્વપનાનો ખુલ્લો ઝરૂર.
પેલું તાજ તે નામદાર નામેવર–
ને, પેહરાવી સજ્યું મુબારક તે સર. ૨૭૫૫
વઝીર અકલ દેનારે જોયું જેવાર,
તુરત દોડયો કયસરની પાસે તેવાર.
કે કીધો પસંદ મર્દ ટોળાં મેયાન,
જે કદમાં ચમનના છે સર્વ સમાન.
ચેહેરામા ચમન, ને ખભાં ગરદને,
જુએ કોઈ તેને, અજબ તે બને.
તું કહે ગોયા નુરે ખુદા છે, મગર,
તે છે કોણ પોતે, નથી તે ખબર.
દીધો જવાબ બેટી ન હો કોઇ શીતાબ–
ધરે, જે લગાડે કુતુંમ્બને ખરાબ.
જો હું મારી બેટી તેને દઊ અગર,
તો શર્મોથી નિચુ પડે છે આં સર.
તેણીનુ, ને તેનુ, જે શોધ્યોચ અગર,
મહલમાંજ કાપી લેવું જોઈયે સર.
વઝીર બોલ્યો ખોટું ન કીધું એ કામ,
તું પાસે હતા સરદારોબી તમામ.
કહયું તું તેં બેટીને વર કર પસંદ,
ન કહેલું શાહી નામવર કર પસંદ.
હવે તેને શોધ્યો, જો ગમ્યો અગર,
તો ફેરવ ના યઝદાંની રાહેથી સર. ૨૭૫૬
રસમ એજ હતી તુજ વડીલ વારોની,
બુઝર્ગો તારા પાક દીનદારોની.

થયું છે આં રૂમના રીવાજો સમાંન,
ન ધર રાહ જુદી શેહેરે આબાદ મ્યાંન.
ન બોલ એમ, મુંબારક નથી કેહેવું આ,
જે રસ્તે ગયો ના, તે રસ્તે ન જા.
સુની કીધો કયસરે એવોજ કયાસ,
વાહલી બેટી ગુશ્તાસ્પને દેવી ખાસ.
કહયું એમની એમ જા તેની સંગ આજ,
મેળવશે ન મુજથી મોહોર, ગંજ, તાજ.
અજબ બન્યો ગુશ્તાસ્પ, જોયું એ જયાર,
કીધી યાદ દાદારની બેશુમાર.
કહયું છોકરી તે સર અફરાઝથી,
કે ઊધરેલી અય લાડથી, નાઝથી!
કે સરદારો નામી એવા તાજદાર–
થી, મુજનેજ ચુંટવા કીધો કાં વિચાર?
મુસાફરને ચુંટયો, મગર ગંજ લગાર–
ન જોશે, તે સંગ રેહેશે દુ:ખમાં અપાર.
તું જો સાથી આં સરફરાઝોમાં ખાસ,
કે રહે તારી ઇઝઝત પિદરનીબી પાસ. ૨૭૫૭
કતાબુન તેને કહે, અરે બદ ગુમાન,
કે આંસમાંની ચાલે ન થા ક્રોધમાન.
છું સંતોષી હુંજ તુંથી, ને તારે બખ્ત,
તો કાં શોધે છે તું કોલાહ, તાજો, તખ્ત?
ગયાં મેહેલે કયસર થકી દર્દથી,
કતાબુન, ને ગુશ્તાસ્પ, હાય સર્દથી.
ગયાં તેઓ તે મર્દે દહેકાંન પાસ,
બની ગમગી, રડતાં, ટવલતાંઓ, ખાસ.

તો દીધું તે સરદારે રહેવા મકાંન,
બીછાનું બી લાવ્યો તે બહુ આલીશાંન.
બોલ્યો સ્ત્રીને ખાવીંદ કણે તે ધણી,
ખુશી રહો! થજો અકલ રોશન ઘણી.
એ જોઇ કીધી ગુશ્તાસ્પેબી આફ્રીન,
મહુરબાં તે સરદાર પર પાક દીન.
હતાં બહું ઘરેણા કતાબુનની પાસ,
હરેક કીંમતી મોતીઓ, માણેકો, ખાસ.
ચુટયું ગોહર એક તેઓને દરમેયાંન,
અકલનીબી આખે ન જોયલાં સમાન.
ગયાં લઇ તેઓ એક ઝવેરીની પાસ,
સ્વીકાર્યું જેણે બહુ સીફતથી તે ખાસ. ૨૭૫૮
દીધું દામ યાકુતનું છ હઝાર–
સુનેરી દીનારો, જે કામ આવે યાર.
ખરીદી ચીઝો જે ઝરૂરત હતી,
હતી જેજે ચીઝો અગતની અતી.
ગુઝર કરતાં, આવેલી પુંજી ઉપર,
કબી ખુશ, કબી ઝારી કરતાં ઝબર.
હતુ કામ ગુશ્તાસ્પનું કુલ શીકાર,
થતો તીર [1]તરકશમાં, દહાડો પસાર.
થયું એમ, દીવસ એક શિકારગાહથી,
[2]રહીશૂય ગમ જવાનું થયું રાહથી.
હતા તે કણે હર તરેહનાં શિકાર,
તે દોડતો, હતો ઠેલો તીરે ચિકાર.
હતા નાના મોંટા શિકારો જે ખાસ,
તે રાહમાંથી લઇ ગીયો હીશૂઇની પાસ.

૧–તીરના ઠેલામાં- ૨–કર ઉગરાવનારનું નામ.

હીશૂઇ આવ્યો દોડી, દીઠો તેને જ્યાર,
ગયો સાંમો રોશન જીવે ખુશ અપાર.
બીછાનું બી પાંથર્યું બેસવા તે પાસ,
હતું જેબી ખાનું, તેબી લાવ્યો ખાસ.
થયો આસુદો ખાઇ ગુશ્તાસ્પ ખાસ,
ગોયા ગર્દ, આવ્યો કતાબુનની પાસ. ૨૭૫૯
કીધો દોસ્ત ગુશ્તાસ્પે હીશૂઈને આંમ,
બનાવ્યો અકલથી ગોયા [1]હાડ ચાંમ.
જતો શેહેરથી જો હરણને શિકાર,
તો બે હીસ્સા દેતો હીશૂઇને તેવાર.
ને [2]રસરદારને ભાગ દેતો દીગર,
તથા જે બીજા કોઈ વડા હોય અગર.
થયું એમ વડા સંગ ગુશ્તાસ્પ છેક,
થયો અયેશ, ખાંની, ને મસ્લત એક.

## મિરીનનું કયસર પાસેથી તેની બીજી બેટીનું માંગવું.

મિરીન નામે રૂમી હતો એક નિદાંન,
સુખી, અકલવર, નામવર, ધન્યવાંન.
કે મોકલ્યો પયગામ કયસર ઊપર,
છું દઓલતમાં, ઈઝઝતમાં, હું નામવર.
મને તારી બેટી દે વાહળી તમામ,
ને કર મુજથી રોશન ભર્યું તાજ, નામ.
કહ્યું કયસરે કે હવેથી નિદાંન,
કરશ ના સગઇ કોઈની એ સમાંન.

૧–યાને શરીરના ઢાંકણ જેવો કરી લીધો. ૨–પેલા ગામના વડાને.

કતાબુન, અને તે નલાયક નરે,
અટકાવ્યો છે મુજને એ કામે ખરે.
કરે મુજથી સગપણનો જેબી વિચાર,
ને મુજ પાસે ચાહે બુલંદ સર અપાર. ૨૭૬૦
તેને જોઈશે કરવું ઘણું મોટું કામ,
ગણે મોટો હયાંના બુઝર્ગો તમામ.
જે હોય ગેતીમાં પોતેબી નામદાર,
બને મારોબી ગેતીમાં સ્હાયકાર.
ન તે જેવો જગમાં દેલાવરબી હોય,
ન તે જેવો મર્દીમાં સિંહ નરબી હોય.
ને પ્રાસકુન જંગલ સુધી જાયે કોય,
તથા લોહીમાં તન, મગઝ, હાથ, ધોય.
કે જોશે વરૂ એક હાથી સમાંન,
તને અઝદાહ, બળમાં છે નાઇલ નિદાંન.
છે દાંતોબી તિક્ષણ, ભુંડો જેવા ખાસ,
નથી શકતો જઇ હાથીબી જેની પાસ.
ન જઈ શકતો તે જંગલે મર્દે શેર,
ન હાથી, બબર, કે ન મર્દે દીલેર.
જે કોઈ પ્રાડી શકશે તેના તનનું [1]પોસ્ત,
થશે મુજ જમઇ, ને મદદગાર, દોસ્ત.
મીરીન બોલ્યો આં મુજ જનમ ભૂમી પર,
પાયો રૂમનો નાંખ્યો દાદારે ગર.
વડીલોએ મુજ, ભારી ગુર્ઝો વગર,
નથી જંગ કીધી સરદારોથી મગર. ૨૭૬૧
શું ચાહે છે કયસર હવે મુજ કને?
કીનાથીજ એવું એ કેહવાડેચ મને.

૧–ચામડું.

હવે એનો ચારો કરૂચ હુંબી એક,
ને મેળવું છું સલ્લાઓ રૂડી હરેક.
આવ્યો મેહેલ અંદર ભલો નર તેવાર,
અને કીધો હર એક રીતીનો વિચાર.
લખાંણો ધર્યાં તેણે લાવીને પાસ.
પોતાનું વરષ ફળ, જનમ પત્ર, ખાસ.
તેમાં એવું જોયું, અમુક વખ્ત પર,
કે આવશે ઇરાંમાથી એક નામવર.
જેના હાથે ત્રણ કામો ભારી થશે,
જેથી રૂમી સરદારો શરમઈ જશે.
કે એક તો તે દાંમાદે કયસર થશે,
તથા તાજ કયસરના સર પર થશે.
થશે પયદા આં મુલ્કમાં બે હેવાંન,
તે બદ હેવાંનોથી થશે સઉને ઝયાંન.
થશે હાથ પર તેના, બંધે હલાક,
ન કરશે તે કોઈબી ઝોરાવરનો ધાક.
કતાબુનની વાતો [1]તે જાણતો અતી,
કે ગુશ્તાસ્પ બાહદુરની સાથી હતી. ૨૭૬૨
ને [2]હીશૂઈ, તથા [3]તે વડો નામવર,
કે તરફેન હતા બેહુ [4]તેની મગર.
ગયો જેથી હીશૃઈ પાસે તરત,
બનેલી જે વાતો, કહી તે વખત.
ને આગાહી રૂમી નજુંમીની કહી.
કે અચરતી શું આવશે મુલ્ક મહી.
કહયું તેને હીશુઇયે, કે શાહ આજ,
તું થોભ માયા, ઈન્સાફથી મારે કાજ.

૧–યાને મીરીન. ૨–કર ઉઘરાવનાર. ૩–પેલો ગામનો ઉપરી. ૪–યાને ગુશ્તાસ્પની.

કે જે મર્દની તું દીએ છે નિશાંન,
તે છે નામી એક, બાહદુરે દરમિયાંન.
શિકારેજ મચેલો દીવસ ભરથી છે,
બેપરવા શાહી તખ્તે ખાવરથી છે.
ફકત કાલે આવ્યો નથી મારી પાસ,
જેથી ખુશ નથી, મારૂં આં દીલ ઉદાસ.
શિકારેથી આવતો હશે તે નિદાન,
છે રાહ આપણી પાસેથીજ બેગુમાન.
લાવ્યો મય, ને રાંમેશગરો, ગાંન તાંન,
ઝરીન જામ લઇ બેઠા હાથો મેયાંન.
જેવારે તેઓ લઇ ચુકા જામ ચાર,
કે દુરથી નઝર આવી ગર્દ સવાર. ૨૭૬૩
દીઠી ગર્દ મીરીન, હીશૂઇયે જે વાર,
ગયા સામે મયદાંને લેવા તેવાર.
હીશૂઇને કહયું, જોયો મીરીન જયાર,
કે જગમાં હશેના એનો જોડીદાર.
એવા હાથો, ગરદન, એવું બળ અપાર,
તુખમથી છે કોઇ પહલવાં નામદાર.
છે મોટાઇ સંગ, જેને મઝદાઈ નુર,
અકલમંદ, દાંના, છે બુરઇથી દુર.
તો બોલ્યો હીશૂઇ, અમીરો આ નર,
જે રાખે છે મયદાંને જંગ સિંહ જીગર.
તેના ચેહરા કરતાં હુનર છે અપાર,
શરમ, સભ્યતા, ને અકલ બે શુમાર.
આવ્યો પાસે ગુસ્તાસ્પ, તો બેહુ મરદ,
ગયા તેની સાંમે, ગો ઉડતી ગરદ.

ગયા પોતે લઇ, તેને રાહથી નિહાંન,
સિફત તેની કરતા પોતાને મકાંન.
કીધી એક બેઠક, નદીના તે આબ,
નવું ખાણુંબી એક મંગાવ્યું શીતાબ.
[1]લાવ્યો મય, [2]નવા મયના પીનાર પાસ,
[3]નવો બેઠો આવનાર, નવા યાર પાસ. ૨૭૬૪
થયો લાલ મયથી જો રાતો ચેહેર,
તો ગુશ્તાસ્પને કહે હીશૂઇ એ દલેર!
પિછાંનેચ મને દોસ્ત જગમાં તું આય,
ઓળખતો નથી કોઇને મારા સિવાય.
મીરીન આવ્યો છે મુજ પનાહમાં આં વાર.
જે છે દબદબાવાળો એક નામદાર.
છે મૂનશી જે બાહોશ અને અકલમંદ,
કરેચ કર્તાં આંસમાની ગંત્રી બુલંદ.
જાણેચ રૂમી ફીલસુફોની દાસતાંન,
ઝમીં, મુલક, હર આબાદી, ને વીરાંન.
ધરાવે છે બુન્યાદે સલ્લમ ઓલાદ,
ને રાખેચ પીદર દર પીદર નામ યાદ.
છે સલ્લમની શમ્શીરબી તેની પાસ,
સદા રેહેતી જે સલ્મની પાસ ખાસ.
દીલેરોને ધરનારો બાહદુર સવાર,
ફલકથી તીરે લાવેચ એ કાબો યાર.
વધુ કરવા ચાહે છે દરજ્જો સવઇ,
ને ઇચ્છે છે કયસરે રૂમથી સગઇ.
કીધી વાત કયસરથી, સાંભળ્યો જવાબ,
તે જવાબે સમજ તેનું છે દીલ કવાબ. ૨૭૬૫

૧–હીશુઇ. ૨–મીરીન. ૩–ગુસ્તાસ્પ.

કેહવાડયું કે ફાસ્કૂનના જંગલ મેયાન,
વરૂ એક મળશે, જે ઉંટણી સમાન.
વરૂ તે જો માર્યું તારા હાથે જાય,
તો મેહમાન મોટો તું રૂમનો ગણાય.
થશે મુજ જમાઈ, અને શાહ, મુદામ,
ઝમાનો મને દાદ દેશે તમામ.
હવે જો તું લંબાવે હાથ એ ઊપર,
નફ્રર હું, એ ખેશી બને નામવર.
તો ગુશ્તાસ્પ બોલ્યો કબુલ છે તમામ,
કહો, હાલ કયાં છે તે જંગલ મુકામ?
એવું શું જનાવર છે જગ દરમેયાંન?
ડરેચ જેથી નાના, મોટાં, બેગુમાંન?
કહયું તેને હીશૂયે, નર છે વરૂ,
જેનું સર છે ઊંઠણીથી ઊંચું ખરૂ.
બે દાંતો છે હાથીના દાંતો મીસાલ,
સિયાહ ચાંમ, બે આંખો ચંનદન છે લાલ.
ગોયા દાંતો અબનૂસના ટુકડા અપાર,
થતું ગુસ્સે, ભોકતું ઘોડા આરપાર.
ઘણાં હયાંથી સરદારોબી નામવર,
હતા લઈ ગયા સાથે ગુર્ઝો ઝબર. ૨૭૬૬
આવ્યા નામુરાદો તે જંગલ મેયાંન,
બની શર્મ ભર્યા દીલે, નાતવાંન.
જો આં કામ તુજ હાથ ઊપર આવે બર,
કરે ઊંચું મરદાંને મર્દોથી સર.
તો ગુશ્તાસ્પ કહે સલ્મની તેગ અને,
દીયો નામેવર તેઝ ઘોડો મને.

વરૂ નહીં, તેને કહુ ં હું અઝદાહ નિદાંન,
તે સાઢણી જેવાંને વરૂ તું ન માંન.
સુની ત્યાંથી મીરીન ચાલતો થયો,
શીતાબીથી દોડી પોતે ઘર ગયો.
તબેલાથી ઘોડાબી ચુંટયો સિયાહ,
તથા નામી બખ્તર, ને રૂમી કોલાહ.
પેલી તેગ અલ્માસી, કીંમતી શીતાબ,
હતું સમ્મે પાયું લોહી, ઝેહેરી આબ.
ખઝાનાથી હદયો લીધો બહુ નિદાંન,
ને પાંચ પાંચ યાકુતો ગોહર મિયાંન.
સિયાહ રંગીં પહરણબી ખુરશીદ જ્યાર,
જો ફાડીને પરદાથી આવ્યો બાહાર.
તો જહાંજુય મીરીન મેહેલથી બાહાર–
પડી, આવ્યો હીશૂઇની પાસે તેવાર. ૨૭૬૭
શિકારેથી આવતોતો ગુશ્તાસ્પ જ્યાં,
નિગાહથી દીઠો હીશૂયે તેને ત્યાં.
તે ઘોડો, ને શમ્શીરે, તાજ્જુબ થયા,
આવ્યો જયારે પાસે તો સામા ગયા.
જો ગુશ્તાસ્પે હદયો દીઠો તે બુલંદ,
તેમાંથી કીધાં ઘોડો, શમ્શીર પસંદ.
બીજી ચીઝો હીશૂઇને બક્ષી નિદાંન,
કીધો તે જહાં જુયનો જીવ શાદમાંન.
પેહરી લીધું ગુશ્તાસ્પે બખતર તે વાર,
લડાયેક ઘોડે થયો તે સવાર.
કમાં બાજુ ઊપર, ને ઝીન પર કમંદ,
હતો સ્વાર નામી, ને ઘોડો બુલંદ.

હીશૂઇ ગયો સંગ શીતાબીથી રાહ,
ને જહાંનુય મીરીનબી ૧ફુર્યાદખાહ.
એવી રીતે ફારકુનના જંગલ ઉપર,
પુગા દ્દોડી તે લોહી ભર્યે જીગર.

## ગુશ્તાસ્પનું ફારકુનના જંગલમાં વરૂને મારવું.

તે જંગલ, વરૂની જગો આવી પાસ,
ડર્યો બસ વરૂથી તે મીરીન ખાસ.
કે ગુશ્તાસ્પને રસીધી ઊંગળી કરી,
દેખાડી તે અઝદાહુની જગ્યા ખરી. ૨૭૯૮
ફર્યા બેહુ પાછા તેઓ ભર્યા દર્દ,
કે લોહી ભર્યાં દીલ, આંખે આંસુઓ ઝર્દ.
બોલ્યો એમ હીશૂઇ, કે આં નામવર,
થાય એગબી! કે પાછો ન જોઇયે અગર.
અફસોસ! છાતી, બાઝુ, ને ગરદન તણો,
અફસોસ! ઝોર, હીમ્મત, ગોરઝનો ઘણો.
જો ગુશ્તાસ્પ જંગલની પાસે ગયો,
તો બાહદુર દીલથી ફીકરમંદ થયો.
નિંચે આવ્યો તે, ઘોડેથી સરફરાઝ,
હુઝુરમાં કીધી દાદગરની નમાઝ.
ને બોલ્યો કે અય પાક પરવરદેગાર!
ઝમાનાની ગરદીશને ઝળકાવનાર!
જનાવરથી આં, મારી યારી તું કર,
દયા કર જીવે, ઝઇફ લોહરાસ્પ પર.

૧-દાદનો ચાહનારો. ૨-જમણી.

અગર મસ્ત અઝદાહ જો મારી ઊપર,
વરૂ જેને ઓળખાવે છે મૂર્ખ નર.
તે પૂાવી મારૂ ખુન રેડશે જો સખ્ત,
ને ઊંધું આં વળશે અગર મારૂ બખ્ત.
શાહનશાહ પિદર મુજ સમજશે ખબર,
તો ઊંઘશે નહીં, ઝારી કરશે ઝબર. ૨૭૬૯
થશે દર્દથી તે દીવાંના સમાંન,
ને રડશે હરેક જગ્યે શોધી નિશાંન.
ફરૂચ પાછો બીહ બદ જનાવરથી ખાસ,
ન શમે ઊભો રહી શકીશ લોકો પાસ.
પછી બેઠો ઘોડે એ કેહતાંની સાથ,
પોકારી, ધરી સહ્મની તેગ હાથ.
ચઢાવેલી ચિલ્લો કમાં બાઝુ પર,
ગયો હોશીયારીથી દીલ ખુને તર.
આવ્યો છેક તે રાહની પાસે સવાર,
કીધો બાહરના વાદળાં સમ પુકાર.
વરૂએ દીઠો તેને જંગલ જેવાર,
કીધો સિયાહ વાદળ પુગે તેમ પુકાર.
ઝમીં લાગું પંજાથી ખણવા નિદાન,
ગોયા સિંહ ને ચિત્તાઓ જંગી સમાન.
જો ગુશ્તાસ્પે અઝદાહને જોયો નિદાંન,
તો જોઈ ખેંચી સરખી કરીને કમાન.
કીધો તિરોનો મેહ હવાની સમાન,
ધરી બાહારના વાદળાં સમ કમાન.
વરૂ તિરે ગુશ્તાસ્પ, ઝખ્મી થયું,
જેના દર્દે નાહીંમ્મતી થઈ ગયું. ૨૭૭૦

પડયું તે વરૂ, પાછું ઉઠયું નિદાંન,
ધસી આવ્યું તે મોટી સાંઢણી સમાંન.
હતા સાંમા દાંતો સાબરસીંગ ઝબર,
દુઃખી ઝખ્મથી તન, ને દીલ ખુંને તર.
આવ્યું દોડી રાહુથી તે ઘોડાની પાસ,
સિયાહ દાંતો ભોકી દીધા તેને ખાસ.
તો ગોળીથી ફુંટી ચિરાયો અરે!
કે શમશીર ખેંચી તે નામેવરે.
ને ધસ્યો ગોયા હોય ભૈંકાર શેર,
કે હથ્યારબંદ થઇ તે મર્દે દીલેર.
બની પ્યાદો ઘા કીધો સરમાં વરી,
સીનો, પીઠ, ગરદન, બે ટુકડા કરી.
વરૂ જોયું જહાંનુએ મર્યું ઝબર,
ને જડ દીલથી કીનાની ઉખડી અગર.
તો આવ્યો, તે દાંના ખુદાવંદ પાસ,
ખુદા તે, જે બદ, નેંક જાણનારો ખાસ.
ખુદા પાસે ચાહી દોઆઓ ઘણી,
યા ગેતીના રચનાર સાહેબ ધણી!
તું છે રાહ ભુલેલાઓનો રહનુંમાય,
તું ઇન્સાફી, સઉથી બુલંદ, એક ખુદાય. ૨૭૭૧
મુરાદો, ફતેહમંદી, તુંજ નામથી,
છે દાંનઈ ને દબદબો તુંજ [1]કામથી.
ફર્યો બંન્દગીની જગાથી જેવાર,
તો બે દાંતો લાંબા ઉખેડયા તેવાર.
ફર્યો જંગલેથી તે તનહાં જો ખાસ,
અને આવ્યો ચાલી તે દરિયાની પાસ.

૧–તારીજ ઇચ્છાથી.

દર્યા પાસે હીશુઇ, મીરીન, નામુરાદ,
ઝબાંથી તેનીજ બેઠા કરતા જે યાદ.
વરૂનું ને ગુશ્તાસ્પનું કરતા બ્યાંન,
કે અફસોસ! મોટા સવાર પહલવાંન.
ગુંટાયો છે જંગે ઝબર હાલમા,
ખુંને તર, વરૂની છે ચુંગાલમા.
દીઠો પ્યાદો ગુશ્તાસ્પને જો શીતાબ,
ખુને તર, ને ચેહેરામાં ફીકકો ગુલાબ.
તેને જોઇ જગાથી ઉભા થઇ ગયા,
પોકારો કીધા ભારી, રડતા થયા.
બગલગીર થયા ઝારી કરતા અપાર,
ઝરદ ચેહેરો, પાપણ ગોઆ [1]અબ્રે બાહાર.
કેવી જંગ થઇ તુજ, વરૂ સંગ ઝબર?
તું કામે ખુને તર હતાં અંમ જીગર. ૨૭૭૨
તો ગુશ્તાસ્પ કહે નેક ખ્યાલોના નર,
નથી રૂમમાં કોઇને યઝદાંનો ડર.
કે આવો દીલેર એક અઝદાહ નિદાંન,
રેહેવા દીધો વર્સો, મુલક દરમિયાંન?
કરે છે જે ગેતીને એમજ હલાક,
ગણેચ એક, કયસર કે શું મુઠી ખાક.
કીધા ટુકડા બે સલમની તેગે ઠીક,
મટી કુલ તમારીબી દહેશત, ને બ્હીક.
જુઓ જઇ નવઇ તે હુજી છે ગરમ,
કે ચીર્યું મેં કેમ તે ઉપરનું ચરમ.
ચરમમાં દીસેચ મસ્ત હાથી અપાર,
છે લંબઇ, ને પોહલઇથી જંગલ ચિકાર.

૧-વસંતના વાદળ જેવાં.

તે જંગલ તરફ દોડતા બેહુ ગયા.
તેની વાતે રાઝી, ઉલટમંદ થયા.
વરૂ ત્યાં દીઠું હાથી મીસાલનું,
સિયાહ રંગનું સિંહની ચુંગાલનું.
હતો ઝખ્મ તે પર સરેથી કમર,
કીધેલા એ સિંહ એક ચરમથી ઝબર.
દોઆઓ કીધી તેજ વખ્તે ઝબર,
ઝમીનના ૧તે ખુરશીદ ખુરેહમંદ પર. ૨૭૭૩
ફર્યા જંગલેથી દીલે શાદ ખાસ,
ને આવ્યા લડાયક પેલા ૨સિંહી પાસ.
મીરીન લાવ્યો તે માટે હદયો ઝબર,
એવો, કે તે જોઇ થયો શાદતર.
તેમાંથી ઘોડા વિન ન રાખ્યું દીગર,
કીધું ત્યાંથી મોંહુંબી પોતાને ઘર.
આવ્યો દર્યાથી ઘર પોતાને જો ખાસ,
દીલે દાંના આવી કતાબુન તે પાસ.
કહ્યું કયાંથી મેળવ્યું બખ્તર આં વાર?
કે હયાંથી તો ગયેલો તું કરવા શિકાર.
દીધો જવાબ એવો કે મારે વતન-
થી, આવ્યું છે મોભા ભર્યું અંજુમન.
હદયો તેગ, બખ્તર, કોલાહનો તમામ-
દીધો, ને પૂગાડી કુતુંબી સલામ.
કતાબુન મય લાવી જાંણે ગુલાબ,
ધણી સંગ પીધો, સુધી વખ્ત ખાબ.
સુતાં બેહુ તે, મર્દ ઝન શાદમાંન,
મગર ઝબકી ઉઠતો પેલો મર્દ જવાંન.

૧–ગુસ્તાસ્પ ઉપર. ૨–ગુસ્તાસ્પની પાસ.

લડાઇ તે જોતો વરૂનીજ ખાબ,
જે નર અઝદહા જેવું મોટું શીતાબ. ૨૭૭૪
કતાબુન કહે રાતે થયેલું તે શું ?
નકામો બ્હીતો હરઘડી એવો તું ?
દીધો જવાબ કે મેં મારાં બખ્તને,
દીઠું ખાબમાં, મેં મારાં તખ્તને.
કતાબુન ગઇ સમજી બુન્યાદે તે–
છે શાહી, ને એક દીલનો, એક રાંક છે.
નથી કેહેતો, ખાંનદાંની છે તે અગર,
નથી ચાહતો કયસરથી મોટઇ મગર.
કહયું તેને ગુશ્તાસ્પે અયે [1]માંહે રૂ !
રૂપેરી સીનો, કદ સીધું, [2]મુશ્ક બું.
થા તૈયાર કે જઇયે આપણ ઈરાંન,
કે હયાંથી દીલેરોની ભૂમી મિયાંન.
મુંબારક ઝમીં, મુલ્ક, જોશે તું જ્યાં.
સખી, દાદગર, પાદશાહનેખી ત્યાં.
કતાબુન કહે ઘેલું ના બક જરી,
સફર શોધ ના એમ ઉતાવળ કરી.
જવા હયાંથી ઇરાન હોય તારી ચાહ,
તો લેજે હીશુઇની અવલથી સલાહ.
તુને જાએ લઈ કીશ્તિને દરમેયાંન,
તું પૂગશે જો ત્યાં, થાશે [3]તાઝી જેહાંન. ૨૭૭૫
હું તો રહીશ હયાં, રંજમાં બેશુમાર,
ન જાણું તુને જોઈશ પાછો કેવાર.
ગયો ના, છતાં રડયાં બિસ્તર ઊપર,
વગર આગે બળ્યાં દરદથીજ મગર.

૧–માહતાબને ચેહેરેની. ૨–કસ્તુરીની ખુશ્બુવાળી. ૩ જીવે ખુશાલ.

પ્રકાશ્યો જો ફરતો સુરજ આસમાંન,
ઉમીદ ભર્યાં, ચાલાક દીલના, જવાંન.
ઊઠયાં નર્મ બિછાંનામાંથી મુદામ,
હરેક રીતોની વાતો કરતાં તમામ.
જોઇયે શું ફરેચ સર ઉપર આંસમાંન?
દેખાડે છે તુંન્દી, કે માયા, જહાંન?
પેલી તર્ફ મીરીન ગયો દોડી ખાસ,
શીતાબીથી ખુશહાલ કયસરની પાસ.
કહયું એમ કે અય બુઝરૂગે નામદાર!
વરૂથી થતી હાંણીનો આવ્યો પાર.
ભરાયું તે અઝદાહુથી જંગલ તમામ,
તુંબી જોય નવઈ તો છે બેહતર મુદામ.
આવ્યું દોડી હુમ્લો કીધો મુજ ઊપર,
ખાધો ઝખ્મ ખંજરનો મુજ હાથે ગર.
થયા કટકા બે તેના સરથી કમર,
થયું ઝખ્મે, દીલ દેવનું [૧]પુર ખતર. ૨૭૭૬
તેની વાતે કયસર થયો બહુ ખુશાલ,
ને કરમાઈ ગયલા તેના ખીલ્યા ગાલ.
તુરત ગાડી બએલોનો દીધો હુકમ,
તે જગ્યાથી લાવવા વરૂ એકદમ.
ગયા તે, દીઠો મસ્ત હાથી ઝબર,
ચિરાયલો જે ખંજરે સરથી કમર.
જો ખેંચ્યું તેને જંગલેથી બાહાર,
તું કહે, પાહડો લાગો ધુંજવા તેવાર,
ખલક આવી જોવા વરૂના દીદાર,
વરૂ શું? ઝબર દેવે નર જોગાર.

૧–ધાસ્તી ભયું.

દીઠું કયસરે મસ્ત હાથી બદન,
માર્યો હાથ પર હાથ થઈ શાદમન.
બોલાવ્યો વઝીર કયસરે તે દીવસ–
મહલમા, દીધી બેટી મીરીનને બસ.
લખ્યાં નામા સરદારોને સર બ સર,
હરેક મુલ્કી હાકેમો, મોટાઓ, પર.
કે સરફ્રાઝ મીરીન રૂમીએ શેર,
રેહા મુલ્ક કીધો વરૂથી દીલેર.

## અહરન રૂમીનુ કયસર પાસેથી ત્રીજી બેટીનું માંગવું.

મીરીનથી હતો એક નાની ઊમર,
હતો રૂમી પહલવાંનોમાં નામવર. ૨૭૭૭
અહરન નામ તે દાંના પહલવાંનનું,
તુખમ રૂઇનતન જેવાં ખાનદાંનનું.
મોકલ્યો જેંણે કયસર ઉપર પયામ,
કે સરદાર અય નામવર નેંકનામ!
છું બુન્યાદે મીરીનથી ઝયાદા હું બસ,
હુંનર, ગંજ, શમશીરમાંબી સરસ.
હવે દે મને નાની બેટી મુદામ,
મુલક, તાજ, કર મુજથી રોશન તમામ.
દીધો જવાબ, લીધા મેં સોગંદ ખાસ,
તેં જાણ્યું હશે, જે કે યઝદાંની પાસ.
જમઇને પસંદ બેટી કરશે નહીં,
રીવાજો વડીલના હું છોડું છું અહીં.

મીરીન જેવું એક કામ કરશે જેવાર,
બરોબરિયો થઇ શકશે મારો તેવાર.
છે અઝદાહ સકીલાના પાહાડે જો એક,
મુલક નાંખ્યો વર્ષોથી રંજે દરેક.
કરે રૂમથી રંજે અઝદાહુને દૂર,
મુલક, ગંજ, બેટી, તને દઊ ઝરૂર,
વરૂ પેલું સિંહો પછાડનારાં, સમ–
છે, શયતાંની ફંદો તેનો ઝેહેરી દમ. ૨૭૭૮
બજાવીશ હુકમ એવો દીધો જવાબ,
કરશ ગીર્વી જીવ મર્ઝી પર તું શીતાબ.
કહે દોસ્તોને ઘા વરૂનો ઝબર,
ન હોય મર્દ જંગીની શમ્શીર વગર.
કારણ કેમ મીરીન કરે એવું કામ?
ઓળખતો ન કયસર નરે મર્દ આમ.
તે પાસે હું જાઊ તો કેહેશે મગર,
શું યુકિત કીધી યુકિતબાઝે અગર?
ગયો મેહલે મીરીનના દોડી ઝબર,
તો જઇ નોંકરે કીધી તેની ખબર.
સજી એવી મીરીને બેઠક, કે માહ–
બી, રાખતો ફલક પર ન એવી જગાહ.
પેહેર્યું જહાંજુયે જંગી બખ્તર હતું,
ને કયસરનું એક તાજ સર પર હતું.
કહયું નોંકરે કે અહરન ફીઇલતન–
હયાં આવ્યો છે, લઇ સાથે એક અંજુમન.
તો બેઠક સજાવી બુલંદ એવી બસ,
કે આવી તે બેઠો જગાએ સરસ.

જગા ખાલી થઇ નોંકરોથી અગર,
ન કોઇ ત્યાં રહયું ઘર ધણીના વગર. ૨૭૭૯
લીધો જોઈ મીરીને બગલમાં ધરી,
ને સેવા તે સરદારની બહુ કરી.
હતા કોઈ ન મીરીનને ઘેરે શખસ,
ફકત બે હતા તખ્તે, સરદારો બસ.
તો અહરન કહે રાસ્ત કેહેજે મને,
નહીં કેહેતો જુઠું, જે પૂછું તને.
છે મુજ આરઝુ [1]નાની બેટીની ગર,
જે સરદાર છે રૂમની સર બ સર.
મેં માંગી, તો દીધો જવાબ એ મગર,
કે અવ્વલ તું અઝદાહુથી લડ પાહાડ પર.
તું કહે રાસ્ત જંગે વરૂનું બયાંન,
તો થાય મુજ મદદગાર તું આલીશાંન.
સુની વાત અહરનની, મીરીને જ્યાર,
તો ઘભરાયો, ને લાગો કરવા વિચાર.
[2]જવાં નામવરની તે કીર્તિ અગર,
છુપાવશ અહરનથી, ન છુપશે મગર.
ખરી માણસાઈ છે સચ્ચાઇ પર,
ઘટે રડવું જુઠું, ને કપટાઈ પર.
જેથી દઊં કહી, તો સવાર નામવર,
કદી ગોદમાં મૂકે અઝદાહનું સર. ૨૭૮૦
જેથી યાર અહરન મદદગાર થાય,
ન રહે હાથે શત્રુ, પવનના સિવાય.
ગરદ કાઢશું [3]સ્વારના દીલ તણી,
છુપો ભેદ રેહેશે મુદત તક ઘણી.

૧-કયસરની નાની બેટીની. ૨-ગુસ્તાસ્પની. ૩-ગુસ્તાસ્પના.

તો અહરનને કહે કે વરનું બયાંન,
કહું, જો લઊ સખ્ત સોગંદ નિદાંન.
દીવસ રાત કોઇનેબી ભેદ આં અજબ,
ન કહે, કે ન ખુલ્લા કરે બેહુ લબ.
તો ખાધા ત્યાં અહરને સોગંદો સખત,
કબુલાતો તેની કબુલી તે વખ્ત.
તો પેહરાવ્યો જામોબી કાગજ્ઞ ઉપર,
લખ્યું નામું મીરીને હીશૂઈ પર.
કે અહરન, જે રાખે છે શાહી ગોહર,
તવંગર, સખી, જંગી, શોકીન, ઝબર.
કરે છે જે કયસરની બેટીનું ધ્યાંન,
જે નાની, ને લાયક છે, બેટીઓ મ્યાંન.
કરેચ ફાંદો અઝદાહનો, અહરન ઊપર,
જો કોશીશ કરે, થાય સર, તન વગર.
આવ્યો ચારો કરવા મારી પાસ ખાસ,
થયોચ આપણો ભેદ ખુલ્લો તે પાસ. ૨૭૮૧
વરૂ કાજે, ને તે લડાયક સવાર,
કહયું છે તેને કામનું સઉ અપાર.
મારૂ કામ કીધું તેંણે પાર જેમ,
બેશક કામ આં મર્દનું કરશે તેમ.
વડા મુલ્કના કરશે બેહુને મગર,
અને તાજ ધરશે બે ખુરશીદો સર.
લીધું અહરને નામું મીરીનની પાસ,
ને ચાલ્યો તે હીશૂઈની નઝદીક ખાસ.
પુગો દર્યા નઝદીક અહરન જેવાર,
દોડયો સાંમો જહાંજુય હીશૂઈ તેવાર.

લીધું દીલ પસંદ નામું તે પાસે ગર,
ઊખેડયું દોઆઓ કરી તે ઊપર.
બોલ્યો એમ હીશૂઈ, કે દોસ્તોથી શું?
થયોચ બાગ વયેરાં, નથી જાણતો તું?
કે એક પરદેશી નામદારે જવાંન,
મીરીન માટે કીધો ફીદા ગોયા જાંન.
નરે અઝદહાથી જો લડશે અગર,
મગર છુટશે ના, કુશીશેબી ઝબર.
કેહવું મારૂ, કરવું તેને હાથ કામ,
સુખન નેક બોલવા, છે નેક હર મુકામ. ૨૭૮૨
તું આજ રાતે મેઝબાનીનો ખ્યાલ કર,
ચેરાગ હયાંજ મૂક, દર્યા દીલ હાલ કર.
જો આવશે તે કાલે દીલેર નામવર,
કહીશ હું, તુંબી કેહેજે હોય ઠીક અગર.
બતીઓથી ઝળકાવ્યું દર્યાનું આબ,
અને ખાધું ખાણું, મંગાવ્યો શરાબ.
પીલાં યાકુતોથી સુફેદી જેવાર,
સિયાહ આસમાંથી જો આવી બાહાર.
જુએ દર્યા પાસે અહરન નામદાર,
કે દૂરથી થઈચ પયેદા ગર્દે સવાર.
હીશૂઈને કહયું, આવ્યો છે શેરે નર,
બનીચ ગર્દે ધર્તિ સિયાહ સર બ સર.
ગયા દોડી તેઓ, તે આવ્યો જો પાસ,
લેવા સાંમા બેહુ જીવે રોશનથી ખાસ.
સવાર આવ્યો ઘોડેથી નિંચે શીતાબ,
તે [1]નામવરથી મંગાવ્યું ખાણું શરાબ.

૧–હીશુઇથી.

હીશૂઇયે તુરત ખોલ્યા હોઠો તેવાર,
કે ખુશ રહો દીવસ, રાત, અયે નામદાર!
આ કયસરના પહલવાં ઊપર કર નઝર,
કે છે જેથી ફરતું ફલક શાદતર. ૨૭૮૩
છે શાહોની બુન્યાદથી એ મુંદામ,
છે કીર્તિ, ખઝાનો, બુઝર્ગી, તમામ.
જમઇ બનવા કયસરને, રાખે છે ખ્યાલ,
એ કામે મદદગાર માંગે છે હાલ.
નથી જોડી કયસર વિના કોઇ નિદાંન,
છે ગરદન, ને કદ, દબદબાનો, જવાંન.
સર અફરાઝ ચાહે છે એમ નામવર,
કરે સુખ, આરામે, તે સંગ ગુઝર.
માંગી તેની બેટી, સમજ્યો જવાબ,
બીજી હાલ શોધી છે યુકિત શીતાબ.
તેને કહે છે અવ્વલ તું અઝદાહને માર,
પછી શાહનો બેસી થવા થા તઇયાર.
અમીરોમાં રાતો દીવસ તે તમામ,
મીરીન વિન નથી લેતો હોટોથી નામ.
કે જે કોઈબી લાયક તણો હોય જો તખ્ત,
તે ચાહેચ રહે ઝયાદા કીર્તિ, ને બખ્ત.

## ગુશ્તાસ્પનું સકીલાના પાહાડ ઊપર અઝદહાને મારી નાંખવું.

નથી હયાંથી દુર ભારી કોહ એક તમામ,
જે કુલ ખાણીપીણી, મઝાનું, મુકામ.

છે એક અઝદહા પાહાડની ટોંચ પર,
દુઃખી જેથી છે રૂમી લોકો ઝબર. ૨૭૮૪
ફલકથી તે ખેંચે છે ગીદને ઝબર,
દર્યા બાહાર ખેંચે છે ભારી મગર.
દમે ઝેહરી, બાળે છે ધર્તિ તલક,
દોઆ તે ઝમીને ન કરતું ફલક.
અગર તારા હાથોએ માર્યો તે જાય,
તો કુલ જેહાનમાં એક અજાયેબી થાય.
બને પાક યઝદાં જો ૧યાવર શીતાબ,
મુરાદો મુજબ તુજ ફરે આફ્તાબ.
એવું કદ, ને દબદબો, હાથોનાં બલ-
થી, અઝદાહને શમ્શીરે કરશે કતલ.
સમજ્યું જો ગુશ્તાસ્પે હીશુઈનું બયાંન,
તો સંભવ દીઠો તેના કામે નિદાંન.
કહયું જા, બનાવ લાંબુ ખંજર તું હાલ,
જેનો હાથો, હાથોના પંજા મીસાલ.
ચારે ગમથી સાંપોના દાંતો સમાંન,
બેસાડજે કાંટા જેવા ભાલા નિદાંન.
તેને ઝેહેરી પાણીબી પાજે અપાર,
કરજે તેઝ રંગે પોલાદ આબદાર.
ગુરઝ ભારી, ને ઘોડો, બખ્તરણી એક,
તું લાવ તેગ, શાહી પોશાકો, દરેક. ૨૭૮૫
ખુદાના હુકમને ફતેહમંદ બખ્ત-
થી, મારીને ટાંગીશ ઊંધોબી દરખ્ત.
તો અહરન ગયો, ચાહયું ગુશ્તાસ્પે જે-
તે લાવ્યો, તો જોયું છે ઠીક કામ તે.

૧—મદદગાર.

તો દર્યાથી પગ નાંખ્યો ઝીનમા તેવાર,
ગયા ત્યાંથી સાથે તેના દોસ્તદાર.
દીઠો કોહ સકીલા હીશુયે જેવાર,
ઉભો ત્યાંજ, આંગળી બતાવી તેવાર.
ફેંકયા ભાલા સુર્યે બુલંદીથી જયાર,
પૂર્યા રાહથી, પોતે, ને અહરન તેવાર.
જેહાંજુયે થોભ્યો પેલા પાહાડ પાસ,
હતી બુરા અઝદાહની જગ્યા જે ખાસ.
ટાંગી ટોપ ઝીન પર જવાંને ઝબર,
કીધું મોતથી, સાંપથી, દીલ નિડર.
ગયો જ્યારે ગુશ્તાસ્પ તે પાહાડ પાસ,
કીધો શોર, ઘભરાયો અઝદાહબી ખાસ.
દીઠું ઊંચું કદ અઝદહાએ જો ખાસ,
દમે લાગો ખેંચવા પોતાની તે પાસ.
માર્યા તીરો તે પર કરાંની સમાન,
ખરે જેમ દાડમના ઝાડેથી પાંન. ૨૭૮૬
આવ્યો પેલો અઝદાહ અગર તેની પાસ,
જવાં મર્દે રાહ શોધી બચવાની ખાસ.
ખોસ્યું મોંહમા ખંજર, કીધેલું તૈયાર,
કરી યાદે યઝદાં, જે નેંકી દેનાર.
માર્યા તેઝ દાંતો તે ખંજર ઊપર,
તો ભોકાયા ભાલાઓ મોંહમા ઝબર.
વહયું ઝેહેર, જ્યાં તક કે સુસ્તી થયો,
ઝહર, લોહીએ, તે કોહ ભીંજાઈ ગયો.
ખેંચી તેગ હાથે, તુરત શેરે નર,
ને મારી દેલાવર તે અઝદાહને સર.

પડયું મગ્ઝ નિકળી તે પત્થરે સખ્ત,
નિચે આવ્યો ઘોડેથી તે નેંક બખ્ત.
અવલ લીધા અઝદાહના બે દાંત ગર,
આવી ત્યાંથી ધોયું તેણે તન ને સર.
પુકારી પડયો લો,ટતો ખાક પર,
હુઝુરમાં ખુદાવંદે ફીરૂઝ ગર.
કુવત જેને દીધું ફતેહમંદ ઝબર–
થવા, ભારી અઝદાહ, વરૂની ઊપર.
ને બોલ્યો .લોહરાસ્પ, ઝરીર, નામવર,
તનોજાંથી ગુસ્તાસ્પના છે નિડર. ૨૭૮૭
શું જંગમાં, શું રંગમાં, શું બઝમે શરાબ,
ખરેખર મને ના હશે જોતા ખાબ.
ન જગમા દીઠું રંજો સખ્તી વગર,
જો કે હર જગે છે અમૃત, ને ઝહર.
દીએ ઝીન્દગી લાંબી પરવરદેગાર,
ને જોઉ શાહનો ચેહેરો ફરી એકવાર.
કહીશ શું પડયું મુજ ઊપર લેતાં તખ્ત?
ગયો તખ્ત લેવા, થયું ગુમ બખ્ત.
બેઠો ઘોડે આંસુ ભર્યે મોંહ અપાર,
પેલુંજ હાથ ખંજર હતું આબદાર.
આવી લાગ્યો હીશુઈ, ને અહુરનની પાસ,
કહી સર્વે જોયલી અજાયેબી ખાસ.
કહયું એંમ તેઓને કે અઝદાહબી ખાસ,
નકાંમો થયો, તેઝ ખંજરની પાસ.
તમો લોકો અઝદાહના દમથી ઝબર,
ને કામે વરૂથી હતા પુર ખતર.

મને જંગી સરદારોની જંગ, ઝબર,
ગુરઝ ભારીના સરફ્રાઝોની ગર.
મગર મચ્છની જંગથીબી લાગેચ અપાર,
જે આવે છે લડવાને દરિયાથી બાહાર. ૨૭૮૮
ઘણાં જોયા છે એવા અઝદાહુ મગર,
નથી મેં ફેરવ્યું તેની જંગે સર.
સમજ્યું હીશૂઈ, ને અહુરને બ્યાંન,
જે બોલનારો, ડાહુપણુમા દાંનાવ જવાંન.
તુરત ત્યારે તે બંધે ગરદન ફરાઝ,
ગયા તેની પાસે, ને કીધી નમાઝ.
ને ગુશતાસ્પને કહે અરે મર્દ શેર!
ન કોઇ જાણશે માંદર, તું જેવો દીલેર.
બનો ગેતીનો રબ મદદગાર તુજ,
થયું કામ તુજ કુવતે પારં મુજ.
પછી લાવ્યો અહુરન ખઝાનો અપાર,
સજાવેલા ઘોડા અમુલ બેશુમાર.
તેમા એક શમશીર, ઘોડો બુલંદ,
કમાં એક, દસ તીરો, લીધી કમંદ.
કે હીશુઇને દીધું હતું જે દીગર,
દીનારો, ને ટાકાઓ કોરા ઝબર.
બોલ્યો એમ ગુશ્તાસ્પ સરદારો પાસ,
ખબર થાયે કોઇને, ન થાય એવું ખાસ.
કે મેં જોયો અઝદાહુ નરે ઝેયાંગાર,
યા સાંભળ્યો છે મેં વરૂનો પુકાર. ૨૭૮૯
ખુશી ખુરમી ભર્યો ગયો ત્યાંથી ખાસ,
શીતાબીથી દોડયો કતાબુનની પાસ.

અહરન લાવ્યો ગાડું ને બએલોબી ખાસ,
ને અઝદાહનું તન સોંફ્યું નોંકરો પાસ.
એને લાવો દરગાહમાં કયસરની ખાસ,
કે સાંમે બુઝર્ગો, ને લશકરની ખાસ.
અગઉ ગાડાં બએલોની ચાલતો થયો,
શીતાબીથી કયસરની પાસે ગયો.
ખબર એ પુગી રૂમ અંદર ખરી,
ગયા બુઝરૂગોબી ઊતાવળ કરી.
આવ્યા બએલો મયદાંથી તે પાહાડ પર,
કીધો શોર ટોળાંઓએ બહુ ઝબર.
જોઇ અઝદહાને, અને તે ઝખમ,
હતો ગાડાં બએલો પર જેથી સીતમ.
ચકાવ સમ થતો સાદ પૈડે કરી,
ગોયા બએલોને રહી ન તાકત જરી.
જેબી ઝખ્મે તલવાર જોતો જેવાર,
ને સાંભળતો ગાડાં બલોનો પુકાર.
તે કહેતા ઝખમ આં અહરીમનનો છે,
ન ખંજર કે શમશીરે અહરનનો છે.
આવ્યો તુર્ત કયસરબી મેહેલેથી બાહાર,
બોલાવ્યા બુઝર્ગો, અને નામદાર.
કીધું જશ્ન એક, અઝદાહ માટે નિદાંન,
જો બાંમદાદથી લઇ સિયાહ થઈ જહાંન.
ચઢયું તાજ આંસ્માંન પર, આફતાબ,
સિયાહ ગેતી થઇ ગોયા સોંનેરી આબ.
તો શાહે બોલાવ્યો વઝીરનેબી ખાસ,
બેસાડયો ઝરીન તખ્ત પર તેને પાસ.

જે સરદારો, ને મોટા શેહેરી થતા,
ને જે કોઇ કે સદગુણી માણસ હતા.
થયા તેઓ એકઠા વઝીરની તે પાસ,
કે જેની સલાહ લેતો કયસરબી ખાસ.
પછી બેટી અહરનને સોંપી દીધી,
રઝાબી તેની વાહુળી માંની લીધી.
જો મેહેલેથી ટોળું વિખેરઇ ગયું,
દીલે શાહ એ વાતોથી જીવતું થયું.
કહયું આજનો રોઝ છે મારો રોઝ,
બુલંદ આસ્માંબી છે મુજ [1]દીલફરોઝ.
કે ગેતીમાં મુજ બે જમાઇ સમાંન,
નહીં જોશે કોઇ મોટાં, નાના, મેયાંન. ૨૭૯૧
લખ્યાં નામાઓ સરવે સરદાર પર,
ધરાવતા જે તાજો, ને તખ્તો અગર.
ઝોરાવર વરૂ સંગ નરે અઝદાહા,
છે બે મર્દ જંગીના હાથે તબાહા.




1–દીલને રોશન કરનાર.

આ ફીરદોસી શાહનામું ગુજરાતી બએતોમાં ભાગ ૧૧ મો. નંબર ૨૬૭, ગ્રાંટરોડ, મુંબઈ મધે આવેલાં "માણેક પ્રીન્ટીંગ પ્રેસ" માં તેના માલેક મી૦ ગમનલાલ મગનલાલ પંડયાએ છાપ્યું છે, અને ભીંમરડીવાલા બીલડીંગ, વાડયા સ્ટ્રીટ, તારદેવ, મુંબઈ મધેથી મી૦ રૂસતમ નઓશેરવાન મારતર "આદીલે" પ્રગટ કર્યું છે.